૩૦૭૫

પારસી પંચાએત મંડલી, ઘટતા, તથા
મોટા અને મુસતકીમ પાએઆ ઉપર
ઉભી કરવાની અગત વીશે,

મી૦ મનચેરજી કાવસજી મનસુખે

પારસી કોમનાં લોકોની સભાઓ હજુર કીધેલાં

# ભાશાંણો.

"સતીઅ મીતર" આફીસ.

મુંબઇ:

ધી ડયુક ઑવ કોનોટ પ્રીંટીંગ પ્રેસ કંપની લીમીટેડ.

તા૦ ૧ લી જાંનેવારી સને ૧૮૮૭.

કીમત રૂ૦ાા.

૩૦૯૫

# પાશી પંચાએત મંડલી, ઘટતા, તથા મોટા, અને મુસ-તકીમ પાએયા ઊપર ઊભી કવાની અગત વીશે મી૦ મં૦કા૦ શા૦ "મનસુખે" કોટ મધેનાં તથા બાહેરકોટ ખાટેનાં રેહવાશી પારસી ગરહસથોની જાહેર સભા-એ આગલ કીધેલાં ભાશાંણો મધેની બાબદનુ શાંકલયું.

INDEX OF THE LECTURES DELIVERED BY MR. M. C. S. MUNSOOKH, BEFORE THE PARSEES OF BOMBAY, ON THE NECESSITY OF FORMING A PARSEE PUNCHAYET MUNDLEE ON A GRAND, GOOD AND EQUITABLE BASIS.

———:o:———

# પારશી પંચાએત મંડલી, ઘટતા તથા મોટા અને મજબુત પાયા ઊપર ઊભી કરવાની અગત વીશે મી० મનચેરજી કાવસજી "મનસુખે" કોટ મધેનાં જરથોશતીઓની એક મોટી મીજલશ આગલ કીધેલું પેહેલું ભાશાણ.

(On the necessity of forming a Parsi Punchayet on a grand, good and equitable basis.)

તા० ૨૦ મી નવેમબર ૧૮૮૬નાં શનીવારની સાંજનાં આસરે કલાક પાંચને અમલે, કોટ મધે મરહુમ શેઠ માંણેકજીની વાડીમાં, પુશકલ જરતોશતીઓની એક મોટી સભા મલી હતી. "જરતોશતી ધરમ અને શરીઆ ઉપર એતેકાદ વધરાવનારી, તથા પારસીઓને લગતી બીજી ઉપીઓગી બાબતો ઉપર ભાશાણો કરવા શારૂ શથાપેઆમાં આવેલી મંડલી"ની તરફથી, ઉપલી બાબતસર, મી० મનચેરજી કાવસજી "મનસુખે" ભાશાણ કહી શંભલાવયું હતું. દસતુર ડાકતર જામાશપજી મીનોચેરજી જામાસપ આશાનાએ સરનશીનની ખુરશી લીધી હતી.

સરનશીન શાહેબે સભા મલવાનુ કારણ મીજલશીઓને કહી સંભલાવીઊ હતું, અને તે બાબંત પારસી લોકોનાં હકમાં મોટી અગતની અને ફાએદાકારક છે, તે ઉપર પુરતું ધેઆંન આપવાની વીનંતી કીધી હતી. એ પછે સભાનું કામ પુર ઉલતથી અને ગમતથી સરૂ થયું હતું.

ભાશાણ કરનાર મી० મનચેરજીએ શરૂઆતમાં મીજલશીઓની તરફના માંન અને શાબાશીના આવાજ વચે એમ કહી સંભલાવીયું હતું કે:—

**શરનશીન સાહેબ,** તથા મીજલસનાં સાહેબો, તમો તથા બીજા જરથોશતી ભાઈઓનાં આગલા મેલાવડાની વખતે કેલવણી, તથા તવારીખ, તથા દીનઆંઇન અને બીજી બાબતો ઉપર હમો અસતકથી ભાશાંણો આપેઆમાં આવેઆં હતાં, પણ આજનો મેલાવડો તથીબી વધારે અગતની બાબત ઉપર તમારૂં ખાસ ધેઆંન ખેંચવા કાજે કરવામાં આવેલો માંનેઆંમાં આવી શકશે.

આજનાં જરતોશતીઓની ભલાઇને ખાતર, તથા જરતોશતી મહજબ અને જરતોશતી રીત-રશમની શલાંમતીને ખાતર, જો કોઇબી ચીજની ખરેખરી જરૂર હોએતો **"પારસી પંચાત મંડલી"** પાછી ઉભી કરવાની જરૂરછે. એ જરૂરીઆત વીશે ગઇ લાંબી મુદત થઇ હમો પોકાર ઊઠાવતા રહેઆછે, અને જેમ જેમ નીચ અને નામોશી ભરેલા બનાવો પારસી સંસારમાં દીન ઉગે બનતા અને વધતા જાએછે, જેમ જેમ પોલીશ કોરટો, તથા હાઇ કોરટો અને માટરીમોનીઅલ કોરટોમાં હીન પસતી ભરેલા કેશતાઓથી, તથા રસતે કહરીએના ફજેતી ભરેલા દેખાવોથી, પારસી કોમની હસી મશકેરી થતી જાએછે, તેમ તેમ પારશીઓને માંથે એકુ સતાવાર અને મજબુતાઇ ભરેલી પંચાત મંડલી શુધરેલા પાએઆ ઉપર ઊભી કરવાની અતી ઘણી મોટી અગત જણાઇ છે, તેમાં કશો શક નથી. ગીઆં પચીસથી તરીસ વરસોની લાંબી મુદત થઇ અતરેની પારસી કોમ જે હાલત ભોગવે છે, તેવાં જીવતરે દુનયાંની કોઇ બીજી કોમ કે કોઇબી ટોલો જીવતર ભોગવતો હોએ તેવું મનાઇ શકતું નથી.

જંગલના જાનવરોબી પોતાને માથે કોઇ રાહબર રાખવામાં માન અને સુખ સમજે છે. પણ તેવી હાલતમાં પા સદી થઇ પારસી ટોલો નથી. એ શું થોડી હીણપસતીની વાતછે? તેઓ નીરાધાર અને બેદરકાર હાલતમાં રહેછે. તે એવી હાલત છે કે જેમાં કોઇબી તોલો ટકી શકે નહી, અને પોતાના તથા પોતાના વડવાનાં નામને નામોશી બલકે નીસત નાબુદીનાં ગારમાં ફનાહ કરેઆ વગર રેહજ નહી. તેમાંથી તમને તથા તમારાં બચાંઓને મોકલાં કરવાનાં અથવા બચાવી લેવાનાં ઊપાયો તમને સમજાવામાં આવશે, તે ઉપર ઘટતો તોલ કરી, તમને વાજબી લાગે તેવો રસતો અખતીઆર કરવાને તઇઆર થજો. આગલી

પંચાત વખતની આપણા વડવાઓની ભલી રીતી-નીતી હીંદુસતાનમાંજ નહી પણ યુરોપમાં વટીક વખણાઇ હતી. પરદેશીઓ તમારી કોમની અને તમારી સ્ત્રીઓની પાકીજગીની તથા નીતીની વાતો તવારીખનાં તથા મુશાફરોના પુસતકમાં વાંચીને, તથા કાંનોથી સાંભલીને, તેમને સરવે બીજી જાતની અશતરી ઉપર ચઢતી હાલત આપતા હતા. પણ તે વખત હાલ ફેરવાઈ ગયો છે. છેલાં પચીશ-તરીશ વરસ થયાં તેવી તમારી વખાંણુ થાય છે કે નહી, તેનો તમોજ વીચાર કરો. વલી એક વીદવાન કહે છે કે, તમારો ધરમ સુકાં મુરડાં જેવી હાલતમાં છે, અને આજના જેવી કેલવણી લેતા છોકરાઓ તેને માન આપે એવી વકી રાખરો ના. તેઓ વગર મને કુસતી પાદયાબ તથા કીરયાકામ કરેછે, અને ધરમનાં મકાંનોમાં જવાને બદલે મોજ શોખમાં પડવા, દારૂ પીવા અને પાના રમવા, તથા મીશનરીઓની વાતો ઉપાડી લેવાને તેઓ તઇયાર છે. તમારાં આતશબેહેરાંમો ઊપર સીહીં વાદ્દલ ઘેરાયું છે, અને તેનો નીકાલ કરશો નહી તો જરથોસતી ધરમનું માતર નામજ રહી જશે. એ વીશેના એ ગરંથકારના સખુનો નીચે મુજબનાં છે:—

"શું તમો એમ વીચારોછો કે તમારા ધરમનું બાકીનુ શુકું "મુરદ્દું આજની સકુલોમાં કેલવણી લેનારા જુવાનીઆઓ લાંબા વખત "તલક જમીન ઉપર પડેલું રેહવા દેશે કે? નહી, નહી, તેઓ હમનાં- "થીજ તેની તરફ કેવી રીતે વરતે છે, તે તમે શું જોતા નથી? "તમારાં ધરમનાં મકાંનોમાં જવાથી તેઓ કેવા દુર રેહછે. કેવાં અન- "મનીઆ દીલે તેઓ કુશતી અને દરરોજની બીજી કીરીઆ કરેછે. "ધરમનાં ફરમાંનો ઊપર ધયાંન આપવાને તેઓ બનતાં તુલીઠ કેવા "અખાડા કરેછે. મોજ શોકની મંડલીઓ અને કલબોમાં ખાવા તથા "પાના રમવા, તથા દારૂ પીવા માટે તેઓ કેવા એકઠા મલેછે. ખરાબ "સંગતોથી તેઓ કેવા બીગડેછે? હાલના જમાનાનાં ભુલાવો ખાધેલા "યુરોપીઅન પાદરીઓ અને ધરમગુરૂઓએ લખેલાં પુસતકો મધેની "શકમંદ તથા ખોટા દલીલ દાખલાઓ તેઓ કેટલી જહડફથી ઊંચકી "લીએછે, અથવા બોલી જાણેછે. અરે! અરે! તમારા આતશકદહે ઊપર "અથવા તમારાં ધરમના મકાંનો ઉપર કેવું ભયંકાર વાડલ ઘેરાય છે!

"અરે! એક વખતની તમારાં અસલી એકીનની સચાઈની ખુશબોદાર
"કાઠી, ખુરા શક અને વશવશાનાં નાશકારક દવનાં પાંણીથી ડામીજ
"થાએછે, અને આતશબેહરાંમનાં મકાંનમાં એક ઉડતાં દરદનો અથવા
"મરકીરૂપી બાફ ભરાયો જાયછે, વાસતે જો તમારી પારસી કોમ મધેથી
"કોઇબી શખશ અથવા શખશો તમારા જરતોશતી ધરમને સજીવણુ,
"કરવાની કોશેશ નહી કરશો તો, જરતોશતી ધરમનું કામ સદંતર
"બરહમ મલશે, અને જરતોશતનુ ખુદ પોતાનું નામ જુજ મુદતમાં
"એક નાબુદ થયલા ધરમને સથાપનાર તરીકેજ માતર જાણીતું રેહશે."

એ ઉપરથી એ ભાઇઓ, તમોએ આટલી હકીકત યાદ રાખવી કે જયાં ધરમ છે તયાં એક કોમની હસતી ચાલુ રહી શકેછે, અને કોમની હઇયાતી સાથેજ ધરમનો નીભાવ ચાલુ રેહછે. જયાં ધરમ નહી, તયાં કોમ નહી, અને જયાં કોમ નહી તયાં ધરમનાં એકીન જેવી ચીજ ટકી કે જણાઇ શકેજ નહી. પારસી પંચાત પડી ભાગવા પછી પારસી કોમનો બરગસતે દહાડો બેઠો છે, અને તે કોમ સરવેની હસી મશ-કેરીનાં તીરનો નીશાંનો થઇ પડી છે, તેમાંથી નીકલવા માટે જરૂરનું છે કે, લાયક ગરહસથોની બનેલી એ મંડલી પાછી ઉભી કરવી. કંઇ વરસો તલક આપણા બાપદાદાઓએ એવી મંડલી ચલાવી હતી, પણ આજ ત્રીશ વરશ થયાં પેલા સુધારાવાલામાં કેહેવાતાઓએ કરેલી ટીકજીકથી એ મંડલી પડી ભાગી હતી. અલબતાં તે વખતે મંડલીનો કારોબાર લગાર બેદરકાર હતો, પણ તે સુધરવાની અગત હતી, તેને બદલે સુધારાવાલા કોહેવાતાઓએ મંડલીના અકાબરોને કંટાલો આપીને તેમને પોતાનો અધીકાર છોડવાની ફરજ પાડી. તે અકાબરો ઘણા ભણેલા નહી હતા, પણ તેઓ ભોલા અને દીનદાર હતા. પણ તેઓએ અચબુચ રીતેથી ઓધો છોડવામાં ઘણી નાદાંની કીધી હતી. તેઓ પોતાને નેમનાર પારસી અંજુમનની મરજી પુછવા વગર એક ઘેરનાં ખુણામાં ભરાઇને તથા સામી પક્ષવાલા સુધારાવાલાઓથી ખહુ ખફા થઈને ઉતાવલમાં ઓહદો છોડી બેઠા હતા. મહારી યાદદાશત મુજબ તેવાં કામ સામે મરહુમ મી૦ નવરોજી ફરદુનજી, મરહુમ મી૦ ખરશેદજી નસર-વાંનજીકામા તથા મી૦ દાદાભાઈ નવરોજી જેવા સુધારાવાલાઓએ વતીક વાંધો લઇ, અકાબરોનું એ કામ પસંદ નહી કીધું હતું. તેઓએ

અનજુમન બોલાવીને તેની મારફતે નવેસુરથી પંચાત ઊભી કરવાની અકાબર સાહેબોને અરજ કીધી હતી. પણ સુધારાવાલાઓની ખટપટથી કંટાલેલા હોવાથી તેઓનેજ માથે તઓએ તે ફરજ નાખી. પણ સુધારાવાલાઓ તે અંજુમનની સભા બોલાવે કેમ? તેઓના બોલાવાથી તો કાલુું કુતરૂં પણ આવે નહી. તે વાત તે સુધારાવાલાઓ અછી રીતે સમજતા હતા. બંને પક્ષ સમજુતીથી તે કામ બજાવી શકત. પણ પારસી કોમને કમનસીબે તેમની બીજી પડતી જોડે એ પંચાત બી પડી ભાગી. પારસી સ્ત્રીઓ તેમજ મરદો આજે પોતાનો મલાજો અને પોતાની ફરજ વીશારી બેઠાં છે. સ્રીરીઓ બેમલાજા ભરેલી અને જુવાંનયાઓ બેકાર તથા બદએકીનના થતા જાએછે. હવે કોઇબી શખસોને તયાંની નોકરીપર પારસી કરતાં બીજી કોમને વધારે પસંદગી મલે છે. મા-બાપ "ચીચીપોપો" મેલી ગયાં છે, તે ચાલે તયાં સુધી કંઈ દીકત જણાવાનું નથી, પણ તે ખુંટશે તયારે એ અગવડ માલમ પડશે. તમે પારસી ભઇઓ સુધારાવાલા આગલ હતા, પણ આજે નથી. તમારો સુધારો બીજી કોમોએ લઇને તઓ આજે સુખી થયાછે. ભાઠયા, વાણ્યા અને મુસલમાનો આજે તમારે પગલે જઇને સુખી થયાછે કાંકે તેમને માથે પંચાત છે. જયારે તરીશ વરસનાં છુટાપણાંમાં તમોએ અતી ઘણી અપકીરતી મેલવી છે, તયારે બીજી કોમ ઓર માંનવત થઇ છે. એ ચાલુ રહયું તો પારસી ટોબા માટે સેવટે નાખુદી છે. ઊંચામાં ઊચી કેલવણીનો ફાંકો રાખનારા તમે આજે તમારી કોમનો આપઘાત કરવા બેઠા છો. પારસીઓના ચાર પાંચ અકાબર સાહેબો આજે પારશી આલમને લગતી બીજી કંઇ ચીજ જાણુતા નથી. પણ પારસીઓનાં ધરમખાતાંનાં ફંડની સતાવીશ લાખની પુંજી, મુંબઇ બેંકને સોંપીને તેનું વયાજ લેતી વખતે વરસમાં બે વખત સહી માતર તઓ કરી જાણે છે. તેઓ પોતાની સતા છોડી બેઠા છે, અને તેથી આજે કોઇબી વાતમાં વચે પડવાને લાચાર છે. એ અકાબરો ઘણા ભલા અને આપણે માથે મુરબી જેવા છે. અને તેઓ હઇઆત છે, તેટલાં તેમના વખતમાંજ જો આપણે પંચાત નહી કરશું તો કયારે કરશું? એ બાબતમાં તોફાન, અને ઘોધાટ નહી, પણ ઘટતી ચુનોચરા કરીને તેનો ઇલાજ તમારે કરવો જોઇયે. તમારી પંચાત કંઇ જીવતી નથી.

પનચાતના સાહેબો ફકત વરશમાં બે વાર સહીજ કરેછે, અને આ ટેબલ ભરાઈ જાય એવા મોટા હીસાબનાં પોથા બાહાર પાડે છે. પણ તે પંચાત જીવતી કરવાનું તમારા હાથમાં છે. આગલી ઇરાનની જાહોજલાલીની અને નામદાર ઈરાંનીઓની કીરતીની બાકી રહેલી શેશની તમે છેઓ, અને દુનયાનું ધયાન આજ તલકબી તમે ખેંચી રહયા છો. પણ હાલતો મરતી ઝુરતી તમારી હાલત છે, અને તેમાંથી બહાર નીકલવાનું તમારા હાથમાં છે. આપણા અકાબર સાહેબોને ત ખોદાતાલા તેઓની હઇઆતીની ઘડી ઉપરાંત બેવરી ઉમર બક્ષીને જીવતા રાખે તો તેમાંજ આપણે આપણી કંઇ સોભા અને સલાંમતી સમજવી જોઇયે છે. સબબ કે તેઓની જગા કોઈ રાખે એમ નથી. તેઓ છે તો જરાબી શોભા છે, બાકી તેઓ ગયા એટલે જાણજો કે બધું રંધાઇ રહયું. પંચાત મંડલી વગરની અને કોઇબી રાહબર વગરની તમારી કોમ એક જીવતી ડાકણ જેવી છે, જે ડાકણ તમને દેખાતી નથી, પણ તમારૂં પેટું ફોડીને ખાઈ જાયછે.

———:o:———

## પંચાતની અગત વીશે તથા આજનાં પારસી સુધારા તરફ રેવરંડ ધનજીભાઈ નવરોજીએ એક ભાશાંણમાં કહી શંભલાવેલો તુછકાર ભરેલો વીચાર.

તા૦ ૮ મી સપટેમબરને દીને રેવરંડ ધનજીભાઇએ ગરાંડરોડ પર આવેલાં મીઠાડીસટ ચરચમાં એક ભાશાંણ કરી આજનાં પારસી સુધારા તરફ બહુ મોટી નાપસંદગી બતાવી હતી. એ ભાશાણ સાંભલવા જેમ દેશીઓ તેમજ યુરોપયનો અને કરીસટીઅનો હાજર થયા હતા. પારસી સુધારાને ધીકારવામાં અવલતો હમો "એખલા-અટુલા" જેવા હતા. એવી "એખલી-અટુલી" હાલતમાં હમોને કેટલીએક મુદત મોટી સબુરી સાથે ગુજારવી પડી હતી. પણ શોકર તે પરવરદેગારનાં કે ગેબી ઉશકેરનીએ, હાલતો સેંકડો બલકે હજારો ખરા જરથોશતીઓનાં જીગરમાં હમારાં મનની લાગણી ઉશકેરાઇ છે, એટલુંજ નહી, પણ પરદેશનાં અને જુદદીનનાં કાબેલ નરો અને અપક્ષપાટ

લખનારાઓબી, ખોલલી રીતેથી મેદાંન પડીને, એ સુધારાને સદંતર વગોવવા મંડી ગીઆ છે. એ બાબેનાં જુદાં જુદાં લખાંણો ટાંકી લઇને કદરદાંન વાંચનારાઓને તથા સાંભલનારાઓને હમો વાકેફ કરતા આવયા છઇએ. અને આજ દીને હવે એક અસલ ખરો પારસી અને ભલાં દીલનો જરથોશતી, પોતાની હાલત બદલાયા છતાંબી, અને પારસી મહજબ તરફ એક જાતની હસદ અને દુશમનાઈ ભરેલું દીલ ધરાવતા છતાંબી, આજનાં પારસી સુધારા વીશે તથા પારસીઓની હાલત વીશે શું કહેછે તે દરએક દાનાવ જરથોશતીએ ધયાંનમાં લેવું ઘટારટ છે. રેવરંડ ધનજીભાઇ જોકે આજે મોશનરીઓની સફમાં છે, તોબી પોતાના અસલી જાતભાઇઓની ખેરખાહી ઇછિતા રેહેવાથી તેવણુ પાછા હટયા નથી, એવું હમો માનયે છઇએ. જો પારસીઓનું ભલું ઇછિવાનીજ તેવણની ખાહેશ નહી હોય તો, ખાસ પારસીઓજ કીજે એક ખાસ ભાશાણ કહી સંભલીવાની, તથા આ હેઠલ ટાંકી બતાવયા મુજબનાં સખુનો કહી સંભલાવાની તેવણુને અગત શું હોય? રેવરંડ ધનજીભાઇ સરૂઆતમાં એમ બોલયા હતા કેઃ—

"આખી દુનીઆંમાં આજે આસરે ૭૭૦૦૦) સીટોટેર હજાર પારસીઓની વસતી છે. તેમાં મુંબઈ શેહેરમાં ૫૦૦૦૦ છે. ગુજરાત પરાંતમાં આસરે ૨૦૦૦૦) છે. કરાંચી, એદન, તથા ચીન અને બીજા લતા તરફ મલીને ૩૦૦૦) છે. અને ઇરાંન જમીનપર આસરે ૪૦૦૦) છે."

"એ પરમાણે જોતાં પારસીઓની વસતી ઘણી નાંધલી છે. એ વસતી જો કે ઘણી નાંધલી છે, તોબી તે લગભગ એકજ ટોલાં તરીકે રહેછે, અને જુદી જુદી રીતથી વેહેંચાઇ ગએલા નથી. તેઓ ઉદયોગી, તથા ચાલાક અને શખી દીલગુરદાવાલા છે, તેઓ પઈસા કમાવાનીજ નીસતા રાખે છે, અને કમાઇને મોજ મારવાને ચાહે છે. તેઓ કંઇબી રીતે કંજુસ નથી, પણ પોતપોતા વચે પઇશા પુર છુટથી વાપરે છે. ભાટીઆ અને વાંણીઆ, તથા ખોજા લોકો હવે પારશીઓને પગલે ચાલીને વેપાર તથા બીજા કામોમાં મશગુલ થઇ પડેઆ છે. પણ હાલના પારસીઓ ઘણાજ ફુકરાજીખોરા, તથા મોજી-શોકી, અને બાહેરનો જુઠો ભપકો દેખાડનારા થઇ પડેઆ છે. આગલા વખતનાં

પારસીઓ કરતાં હાલના પારસી પોતાની ઓરતોને ઘણીજ છુટ આપવા લાગા છે. એ આજની પારસી અશતરીઓ પોતાના મીતરો તથા બીજા મરદો શાડે છુટથી ફરવા હરવા લાગી છે, અને એખલી ઠીએટરોના તથા બીજા તમાસા જોવા જાયછે. ગીઆં ૩૦) તરીશ વરશપર એવી ચીજો કોઇના શપનામાંબી નહી હતી. એવી ચીજોથી અને બીજી એક જાતની ચાલચલણથી તેઓ પોતાના હકમાં બહુ મોટી હાંણી કરે છે. આજના પારસીઓ ઇઅરોપીઅનોનીજ નકલ કરવા લાગા છે. ફરંગી-ઓ, ફરંગીનાં પોરયાઓ, આયાઓ, મુશલમાનો, લાલીઆઓ અને તેવાજ હલકા લોકોને તેઓ પોતાના કામકાજ કીજે રાખવા લાગા છે. અને ઇઅરોપીઅનોનીજ રીતરાહ અખતીઆર કરી ઇઅરોપીઅનોનોજ પોશાક પકડવા લાગા છે. કોઇ કોઇ વખત તો એવા લેબાસથી તેઓ પારસીઓ તરીકે પીછાંણી શકાતા નથી, અને યાહુદીઓ અથવા ફરંગ-ગોટલાઓ જેવા દીશે છે. અને બાજે વખત તો ઇટલીનાં ભીખાડાઓ, અથવા ગોવેગરી ફરંગગોટલાઓ જેવા નજર આવેછે. એવો તેઓનો અવતાર જોઇને મહને બહુ મોટી ગમગીની ઉપજે છે. આજની કેટલીએક પારસણો તો નાટકના અથવા જલશાનાં ઘરનાં જાહેર તખતા ઉપર આવીને મુરદોની મીજલશની શામને ગાવા-બજાવાબી લાગી છે. પારસી અશતરીઓ એખલીબી ભટકે છે, અને મરદ લોકોની મોલાકાતે જાયછે. આજના પારશીઓને માંથે-વાંશે કોઈ રહયું નથી, અને તેઓ ઉપર કાબુ ચલાવનારો અથવા તેઓની રાહબરી કરનારો આજે કોઈ આગેવાંન નથી. ગીઆં ૩૦) તરીશ વરશો તલક તેઓને માંથે પંચાત મંડલી હતી. પણ શીખેલામાં અને શુધરેલામાં ખપનારાઓએ તે મંડલી ભાંજી પાડી, તથા ધરમગુરૂઓનો જોર ને લાગવગબી ટોડી નાંખેઓ. તેઓએ પોતા કીજે નવા "પારસી ધારા" મુકરર કરાવેઆ. અને પંચાત મંડલીની સતા નીસટ નાબુદ કીધી. સુધારો સમજીને તેઓ આગલ પગલાં ભરતા જાયછે. તેઓમાં રાહનુમાએ માજદીઅશની નામની એક સભા છે, પણ ખુદ એ મંડલીનાં મેમબરો પોતાના કહેલા શુધારા મુજબ ચાલતા નથી. આજની ઉધરતી અકસર પારશણો પોતાનો વખત રમત-ગમતમાં, તથા પીઆના વજાડવામાં, તથા હારમોનીઅમ ઠોકવામાં, તથા શીવવા અને ગુંઠવામાં

અને તેવાંજ બીજાં કામ પાછલ ગુજારે છે, અને ઘર ખતલાનું કામકાજ કરતીઓ નથી. તયારે ચાકરો અને ખીદમતગારો રાખવાની તેઓને ફરજ પડે છે. ઉપરતા દુકતાઓ તદન વગર ધરમનાં નાશટીકો બનતા જાયછે. તેઓમાં કંઇબી એકીન નથી, અને કંઇબી કીરીઆ અથવા ધરમનીતીની તેઓ દરકાર કરતા નથી. કાફરી તરીકા ઉપર તેઓ પુર જહડફથી વધેઆ જાયછે. અને ધરમનીતી ઉપર તેઓને બીલકુલ ભાવ કે માંન મોહબત નથી. આજે ઘણા જણાંતો "ફ્રીમેસનો" બની ગએલા છે, અને તયાં સંશારી મોજ મજાહ કરે છે." ઈતીઆદી.

**મીજલશનાં સાહેબો,** રેવરંડ મી૦ ધનજીએ જણાવયું છે તેમ હજીબી એક સારી વાતછે કે, આપણે એક આખા ટોલા જેવા છીયે. વાણયા ભાટયા પેઠે નાતમાં વેંહેચાઇને "અલયા, આ તો તું ખાઇશ નહી, હુંતો આ લઇશ નહી," એમ આપણે કરતા નથી. હીંદુઓએ હીંદુસતાંન ખોહયું, તે નાતજાતનાં આ તફાવતને લીધેજ. (રેવરંડ ધનજીભાઇનાં વીચારો ભાશણ કરતાએ અતરે ટાંકાને તે જોડે પોતાનાં ટીકા કરયા હતા.) અને રેવરંડ ધનજીભાઇએ પારસીઓની પંચાત વગરની માઠી હાલત વીશે, તથા આજનાં નાલાએક સુધારાવાલાઓ અને ટચાક તથી આલસુ જવાન પારસણો વીશે એક ભાશાંણ કરીને તેવણે પોતાની નાંપસંદગી કહી બતાવી હતી તે ભાશાણ મીજલસીઓ આગલ પોતાની તરફનાં ટીકા સાઠે મી૦ મનસુખે વાંચી સંભલાવીને રેવરંડ મી૦ ધનજીભાઇની વખાંન કરી હતી.

વલી એ પછી "સીંધ કરાંચી" તરફનાં એક અંગરેજ લખનારે પંચાત મંડલી વગરની પારસીઓની માઠી અવસથા વીશે જે શખુનો લખીને અફસોસ બતાવયો હતો, તે અંગરેજનાં અસલ અંગરેજી સખુનો મી૦ મનસુખે વાંચી સંભલાવીને તેનો ખોલાસો પોતાની તરફનાં લંબાંણ ટીકા સમેત સમજાવયો હતો જેનો સાર હેઠલ પરગટ કરયા મુજબનો છે:—

SOCIAL REFORM AMONG THE PARSEES.

"The Parsee Panchayat is an effcety body. It is decaying if not dying. Is there no one to shake its old bones into life

once more? Is there no patriot to cure its distemperts and unite its fast dissolving members? It is an old institution and has done good work in its day. There is no organised body which can take its place, there is no individual who can do the same amount of good work. Should therefore, we ask, should the Panchayat be allowed to die? Does it deserve death? On the contrary does it not deserve to live? Our Parsee brethren are fond of everything European. If the Panchayet is dead, get up an Association. If the Association cannot work without legislative air agitate for it. But in the name of all that is dead to you, in the name of all that you deem holy, be not apathetic or indifferent. Don't console yourself with the thought that you are a nobody, and that others should move in the matter. Every one is responsible, and every one can work in the good cause. Put down this social evil, and you will save yourself from worse evils. Let it flourish, and you are done for, for ever. It is the mother of a brood of social maladies. Beware of taking it to your bosom and embracing it as your natural good."

સીંધ દેશમાં પરગટ થતાં ઉપલાં અંગરેજી પતરનો લખનાર ઉપલા સખુનોમાં આજનાં ગુમરાહ પારસી ભાઈઓને શીખાંમણ દઈને એમ કહેછે કેઃ—

"મુંબઈ મધેનાં પારસીઓને માંથે હાલ જે "પંચાત મંડલી" છે તે તદનજ અશકત થઈ પડેલી અથવા ફકટ ખાલી નામની પંચાત છે. ફકટ નામનાં ભપકામાં રહીને એ પંચાત મંડલી રીબે છે, બલકે મરતતોલ થઈ પડેલી છે. આહ! અફ્સોશ છે,–અફ્સોશ છે કે આખી પારસી કોમમાં, આજે શું કોઈ એવા નરો રહયા નથી કે જેઓ મેદાંન પડીને, એ રીબતી અને મરતી પંચાત મંડલીનાં સુધાં ખખ થઇ ગયલાં બદન મધેનાં હાડકાં હીલવીને અથવા મરડી–મોરીને પાછાં હીલતાં અને સજીવન કરે? અરે! અરે! શું આખી પારસી કોમમાં આજે કોઈ એવા દેશહીતકારીક દીલનાં સપુતો રેહયા નથી, કે એ પંચાત મંડલીને જે નબલાઇનું દરદ લાગુ પડયું છે, તે દરદથી તેઓનો

છુટકારો કરે? અને તેવાં દરદથી એ મંડલીનાં મેમબરો જે ભાગીને ભુકો થઈ જવાની અથવા અટવાઇ જવાની હાલતમાં આવી પડયા છે, તેમાંથી તેઓને બંચાવી લીએ? આહ! પારસી પંચાત મંડલી એ એક અસલી વખતની ઘણી જુની મંડલી છે, કે જેણે પોતાનાં વખતમાં ઘણાં ઘણાં સારાં કામો કરયાં હતાં. કોઇ બીજી નવી મંડલી એ મંડલીની જગા સાચવી શકે તેવું હાલ કંઇબી નથી અને આખી પારસી કોમમાં આજ કોઇબી એવો શખસ રહયો નથી કે જે એ મંડલીનાં મેમબરની ગરજ સારી શકે અથવા એ મંડલીનાં મેમબરનાં જેવાં ભલાં કામ કરી સકે. એવી હાલત જાણતાં છતાં, શું પારસી કોમને ઘટારત છે, કે હાલની પંચાત મંડલી જે ફકટ નામની થઇ પડેલી છે તેને પણ તદનજ હક થઈ જવા દઇને સઘલું નીશાત નાબુદ કરી નાંખે? અરે! અરે! શું એ પંચાતની તદનજ પાએમાલી અથવા નીસત નાંબુદી કરી નાંખવી સજાવાર છે? કે એ પંચાત મંડલીને પાછી ટટાર કરીને હઇઆતીમાં લાવવી ઘટારત છે? આહ! પણ હાલનાં જમાનાનાં પારસીઓ તો જે ચાલચલણ અંગરેજ લોકોની છે, તે ચાલચલણ ગોઆ પોતાનાં અસલી બાપદાદાની હોય તેમ તે અખતીઆર કરતા અને તેને તાબે થતા જાયછે!

"પણ જો પંચાત મંડલી ખરેખરજ મરણ પાંમે અથવા તે તદનજ મરણ પાંમલી ગણાતી હોય તો, દેશહીતકારીક દીલનાં સખસોને ઘટેછે કે તેનાંજ જેવી કોઇ બીજી મંડલી ઉભી કરે. જો તેવી મંડલી કામવંતી કે સતાદાર નહી ગણાય તો, તેને સતાદાર કરવા સારૂ સરકારની મદદ માંગવાની ઉશકેરણી અથવા હીલચાલ કરો. આહ! પણ એ પારસી ભાઇઓ, કંઇબી કરીને તમો સજાગરૂ થાઓ. સોગન તમોને તમારાં મુઆં માબાપોનાં અને તમારાં આગલા નેઆગાંનોનાં રવાંનોનાં છે, અને સોગન તમોને તમારી તમામ ભલી, તથા વાહલી અને પવીતર ચીજોનાં છે કે, તમોએ હવે વધુ વખત તલક બેદરકારી ભરેલી અને નભરવશ હાલતમાં જીંદગી ગુજારવી નહી જોઈયે. તમે પારસીઓ આજે કુચ બીશાદની ચીજ નથી, એવો ખયાલ કરીને ખાઇને ખુણે ભરાઇ રેહેવું જોઇતું નથી, અને કોઈ બીજા અથવા પારકા લોકો તમારે વાસતે મેહેનત કરીને તમારા હક સાચવે એવી

આશા તમોએ રાખવી જોઇતી નથી. તમે જેટલા આજે હઇઆત પારસીઓ છેઓ તેઓ મધેથી દરએક શખશને માંથે એ અગતની ફરજ આવેલી સમજવી જોઈએ છે, અને એ રૂડું કામ ઉઠાવાને દરએક પારસી દીન અને દુનયાનાં કાયદાથી બંધાએલો છે. પારસી સંસાર મંડલમાં ચાલતી એ કસુર અથવા બદીને નાબુદ કરવી જોઇએ છે, અને એ બદી નીકલી ગયાથી એ પારસી ભાઈઓ, તમો ઘણી બીજી પીડાઓ અને ફજેતીઓમાંથી મોકલા થઈ શકશો. પણ જો તમો હાલની વગર પંચાતની પીડાને ચાલુજ રાખશો, અથવા આગલ વધવાજ દેશો તો ઇઆદ રાખજો કે હવે પછે સદાકાલ તમારૂં નામ નીશાંન જગતની શપાતી ઉપરથી તદનજ ધોવાઇ અને ભુસાઇ જતું રેહશે. વગર પંચાત મંડલીએ આ ભવમાં જીંદગી ગુજારવી, તે ગોઆ તરેહવાર જાતની દુનયાઇ પીડાકારાઓ અને બેહદ સંસારી ફજેતીઓને જનમ આપનારી એક ડાકણને સંભાલી રાખવા જેવું છે. એ પારસી ભાઇઓ, એવી ડાકણને ગલે વલગાવીને ગુપચુપ બેસી નહી રેહવા કીજે, તમે હુશયારી પકડો, કે એવી ન ધણીઆતી હાલતની જીઆંકારં ડાકણથી તમો કબુબી કંઇ સુખ-સંપજ કે સલાંમતી ભોગવી શકનાર નથી.”

એવા બીજા દાખલા દલીલો ઘણા છે, એમ મીં૦ મનસુખે કહયું હતું. પણ તે માટે બીજી વખતે બોલવાનું કહી જણાવીને તવણું પોતાનું ભાશાણ ખતમ કીધું હતું, અને મીજલશીઓથી રૂખસત ચાહી હતી. (માન અને શાબાસીની તાલીઓ તથા અવાજો મીજલસીઓએ કીધા હતા.)

સરનશીન સાહેબ દશતુર જામાસપજીએ અતરે ભાશાણ કરતાનો ઉપકાર માની એજ બાબદ ઉપર આવતે સનીવારે વધુ વીચારો આપવામાં આવસે એવી ખબર આપી હતી.

મીં૦ રસતમજી અરદેશર માસતરે સરનશીન સાહેબનો ઉપકાર માનવાની દરખાસત મેલતાં મી૦ મનસુખનાં પંચાતની અગત વીશેનાં વીચારો સાથ મલતા થઇ જણાવયું કે, મોટી શેહેનશાહતોને ઊંધી વાલનાર એવો એક રાક્ષશ જે પારસી કોમમાં પેઠો છે, તે અદે ખાઇ છે. તે રાક્ષશ સામે “કાવેઆહુગર” જેવી બલતવારીથી થઇને તેને નાબુદ કરશો, તોજ પારસીઓ પોતાની આગલી જાહોજલાલીને કંઈ નહી તો એકસોમે હીસસે પણ પુગી શકશે.

**અતરે મી૦ મનસુખે** સભાને પુછયું હતું કે, જે બાબદ ઉપર ભાશાંણ કરવામાં આવયું છે, તે બાબદની અગત તેઓ કબુલ કરેછે કે નહી? તે જણાવવું. તથા આજ દીને કહી સંભલાવેલા વીચાર સરવે રીતે તમોને પશંદ છે કે નહી તે ઉપર તમારૂં મત જણાવીને તમારે ઘેરબારે શીધારવું. એ સાંભલતાંજ તે મોટી સભાના તમામ ગરહુશથોએ એક આવાજથી અને ભારી મોટા ખુશાલીનાં અવાજથી મી૦ મનસુખનું કેહવું અને પંચાતની અગત કબુલી હતી. એ જવાબ આપવા પછી સરનશીન સાહેબનો ઉપકાર માની સભા વીસરજન થઇ હતી.

———:o:———

**તા૦ ૨૭ મી નવેમબરને દીને કોટ મધે એક મોટી મીજલશ આગલ મી૦ મનસુખે કીધેલું બીજીવારનું ભાશાંણ.**

———

સરનશીન શાહેબ અને મીજલશના શાહેબો—

જે બાબતસર આજદીને આપણે ભેગા મલેઆ છઇએ તે વીશે ગીએ સનીવારે કેટલાએક શખુનો તમો શાહેબો આગલ કહી સંભલાવીઆ હતા તે તમોને ઇઆદ હશે. આજદીને કંઇકિ વધુ શખુનો બોલીને એ ભાશાણુ ખતમ કરવાની હું તજવીજ કરીશ, અને તે પછે તમો જેવા દીનદાર અને કદરદાંન ગરહુશથોની સારી સમજ તથા દેશહીતકારીકપણા અને અપખશપાટપણા ઉપર ભરોશો રાખીને એ અગતનું કાંમ ફતેહમંદી ભરેલી રીતે સરઅંજામ પોંહચાડવાની આશા રાખીશ.

અકલી તથા નકલી દાખલા દલીલો આપીને ગીએ સનીવારે તમોને ખાતરી પુરવક રીતે એવું શલેજાવયું હતું કે આપણા ટોલાને માંથે–વાંશે હવે "પારસી પંચાત મંડલી" ઊભી કરવાની ખરેખરી અગત છે. વલી એક બે સવતંતર અંગરેજ લખનારનાં તેમજ પારસીઓનું ભલું ઇછનારા કરીસટીઅન પાદરીઓનું લખેલું બતાંવીને એ મંડલીની અગત શાબેત કરી હતી.

વલી એ ઉપરાંત બીજી કોમનાં અને બીજા મહજબનાં આપ-

અખતીઆર લખનારા એ બાબે સું કહેછે, અને પારશીઓને કેહવી શહલા આપેછે તે ઉપરથી બે શખુનો બોલવાનુ અગતનુ વીચારીએ છઈએ.

તરેહવાર રીતનાં નાંપસંદ અને નજીસ બનાવો આ મુંબઈ શેહેરની પારસી વસતીમાં અને પારસી અબલાઓમાં બનતા જોઇને અતરેનાં હીંદુઓ તથા મુસલમીન લખનારાઓ અસતકથી વારમવાર ટીકાઓ થતા રહેલા છે, તેમાંથી એક નમુનાં તરીકે આ નીચલા શખુનો તમો આગલ રજુ કરવાને હું ઘટતું વીચારૂં છું.

“આપણું પારસી પડોસીઓ અંગરેજી સુધારાની નકલ કરવાને બહુ આગલ વધી ગયાછે. બીજા દેશીઓ કરતાં પારસીઓ પોતાને સુધરેલાનાં બાબમાં આસમાંનથી ફકત એક આંગલનાં છેડા સુધી જઇ પોંહચેલા સમજે છે. તેમને હમો કહીશું કે જરૂર વેલાતી સુધારાથી તેમનો સંસાર ખરાબ થયો છે. આજે આખા યુરોપમાં જે ઘર સંસારનાં મુકરદમાંને છણાંવટની સંખયાનો સરવાલો લઇશુ તો તે મોટો રાક્ષી નજર આવવાનો. ઓરતો પોતાનાં ધણીને બંદીખાંનેં નખાવે. તેમનાંથી છુટા થવા તેમનાં ઉપર નઠારા અપરાધો લાગુ કરે, અને ધણીઓ પણ, પોતાની તેવી જાલમ ઓરતોથી છુટવા તેમના ઉપર આરોપો મુકી, કોરટનો આસરો લેયછે. આવા મુકદમાં એ યુરોપયન લોકોનાં કાંઇ મોચી ઘાંચીમાંજ બનતા નથી, પણ મોંટા મોટાઓની વટીક ફજેતી થાયછે.' વીલાતમાં વગર બાપનાં ફરજંદો, એટલે ભટકતી ઓરતો જેમનાં કોઈ ધણી ઘોરી મલે નહી, તેમને હરાંમથી પેદા કીધેલાં છોકરાંની સંખયા, રૂપયે બે આનાં જેટલી નીકલી આવસે. જરૂર આ બીનાં સુધરેલામાં ખપતા દેશને ઘણી શરમમાં નાંખનાર છે. પણ સુધરેલા દેશનાં આવા હાલ જોઇ, જે લોકો તેવો વીલાતી સુધારો કરવા ચાહતા હોય, તેમણે સારો વીચાર રાખવાની જરૂર છે. આપણું પારસી પડોસીઓ માટે, જયાં સુધી મેટરીમોનીયલ કોરટો નહતી, તયાંસુધી તેઓ સુખી હતા. તેમનાં સંસારી મુકરદમાં, યાને ઘર ખટપટનો ફેંસલો પંચાત કરતી પણ જયારથી પારશીઓએ શુધરેલામાં ખપી પોતા માટે નવો કાયદો કરાવયો છે, તયારથી તેમનાં કેવી કીસમનાં મુકરદમાં કોરટોમાં આવેછે, અને અબલાઓ ખોરાકી પોશાકી માટે પોલીસ

કારટોનો આસરો લેછે, તે આપણાં જોવામાં આવેછે. એક મરદ પોતાની ઓરતને બદ કહે, એનાં જેવી શરમની વાત હમે બીજી એક પણ સમજતા નથી. તેમ એક ઓરત પોતાના ધણીને પોલીસમાં ધસડે એની જેવી બેહયાઇ જમાનાંમાં એક પણ ગણાય નહી. હીંદુઓ કહેછે કે હાકમનાં દંડયા અને ધણીનાં મારયાં એનો ઇનશાફ કરનાર કોઇ હોયજ નહી. જો એક માંને, પોતાનાં ફરજંદને તેનાં ભલા ખાતર સજા કરવાનો હક હોય, જો એક બાપને પણ તેવો હક તેનાં બાલકનાં ભલા માટે હોય તો, એક ધણીને પોતાની ઓરતની બેવકુફી માટે સજા કરવાનો હક હોવો જોઇએ. જે ઓરતનું ભરણપોશણ કરવાને ધણી બંધાયલો છે, તે ધણી પોતાની ઓરતને પોતાની ખુશી અને વીચાર પરમાંણે ચલાવે, અને તેમાં બેહોશ કરનાર ઓરતને ઠેકાણે લાવવા જરા સજા કરે તો, તેમાં તે કેટલો મોટો ગુનાહ કરે છે, તે અમારાથી સમજાતું નથી. જે લાડ લડાવે, તેજ રડાવે પણ ખરા. એક શેઠ પોતાનાં નોકરને પગારમાંથી દંડ કરી સજા કરે છે. તો એક ધણી પોતાની ઓરતને પણ તેનાં વાંક માટે નસીહત કરવાને બે વાત કહેછે, ને કાંઈ સજા કરે, તો તેમાં મુજાકો નથી. પણ આજની છકેલી પારસી ઓરતો, જેમને હાલનાં સુધારાએ વધારે ટચાક બનાવી દીધી છે, તે ઓરતો પોતાનાં ધણીનાં રોટલા પણ ખાય, અને ધણીઓને પોલીશમાં પણ લઇ જવાને તઇયાર થાય. પણ વીચાર નથી કરતાં કે, જો ધણીને સજા થશે તો તેથી તેનાં કુલને કેટલો બટો લાગશે. જે બાઇ પોતાનાં ધણીની ઇજતની દરકાર નહી કરે, તો તેની જીંદગી અમે તો ધુલ સમજયે છઇએ. માટે પારસી ભાઇઓએ, વીલાતી સુધારાની નકલ કરતાં, સારો વીચાર કરવાની જરૂર છે."

———:o:———

## નેઆત,—જાત અને પંચાતનું જોર ખોહી બેહેલા પારસાઓએ, મુંબઈ મધેનાં હીંદુઓ અથવા ભાઠીઆ ગનાતની પંચાતનું જોર અને ઈનશાફી તદબીર જોઇને શરમાવું અને શીખવું જોઇએ છે.

જેમ પારસી કોમની કીરતીની બીજી રીતીથી હાંણી કાધી છે, તેંમજ જે દીવસથી પારશી કોમને માંયેથી પંચાતનો આંકુસ કાહડી નખાવયો છે, તે દીવસથી, પારસી ટોલો ગોયા પોતાનું સઘલું અસલી જોર અને જાહોજલાલી ખોહી બેસીને, કમજોર રાંડીરાંણ જેવો થઇ પડેલો દીસે છે! પેલા સુધારાવાલાઓ જ્યારે ચોતરફથી હારમારીમાં આવી પડયા છે, તયારે અંગરેજોની પક્ષમાં ભરાવા સારૂ, જે ચીજો અંગરેજ લોકો અને તેઓની બાયડીઓ કરેછે, તેની નકલ કરીને, તેઓને પગલે ચાલવાનાં ફાંફાં મારવા પડયાં છે. પણ પેલી કેહેવત છે કે, "ધોબીનો કુતરો, નહી ઘેરનો ગણાય, કે નહી ઘાટનો ગણાય"—તેમ અસલી પારસીપણું તજીને, અંગરેજપણું અખતયાર કરવા જાયછે, તો તે અંગરેજોબી તુછકારથી તેઓને પાછા દુર હાંકી કાહડે છે. તયારે એ બાપરાઓતો હાલ કસાબી દીરગવગરનાં થઇ પડયા છે, અને તેથી એ સુધારાવાલાઓની હાલત જેમ જગતનાં દાનાવ લોકોની હશી–મશકેરીને લાયકની, તેમજ તેઓની દયાને લાયકની થઇ પડી છે. તે ખોદાતાલા તેઓ ઊપર રેહેમ કરીને તેઓનો જલદીથી છુટકારો કરે એવુંજ હમો ચાહીએ છઇએ. પારસીઓએ, એ સુધારાવાલાઓની ચાલથી, બીજું સઘલું ખોહયું તે પરવરયું, પણ "પંચાત મંડલી" નો આંકુસ ખોહયાથી, પુરેપુરો ૯જેતવારો અને ૯નાંફાલીઆં થઇ પડયાં. આજે તમામ નાંધલાં–મોટાં વગર સરદારનાં એક બેદરકાર અને વીખરાયલાં લશકર તરીકેની અથવા વગર ભરવાડનાં બોકરાંઓની નાચાર–બેચાર હાલતનાં થઇ પડયાં છે. જોવો કે આપણાંજ શેહેરમાં વસનારા વાણીઆ–તથા ભાઠીઆઓ, જુજ વરશોની મુદતમાં, કેવી નાંદર સુધરાઇનાં નુકતા ઊપર ચહડી બેઠા છે, અને પોતાની ગનાતનાં લોકોની દાદ ફરયાદે પોંહોચીને, કેવા ઓતમ બંદોબસતો સાચવી રાખે છે. પંચાત મંડલીનાં જોરથી ભલા–ભલા સરકશોને એક પલ વારમાં ઠેકાંણે લાવીને, રડતા–અને ગરદન નમાવતા કરી મેલે છે.

## મુંબઈના પારસીઓને માથે પંચાત ઉભી કરવાની અગત વીસે, પરદેશનાં એક જરતોશતી તરફથી આવેલો પતર, અને આજનાં શુધારા તરફ બતાવેઆમાં આવેલો તીરસકાર.

"પેહેલાં પારશી, પંચાએતનો પારશીઓપર કાબુ રેહેલો હતો પણ જેમ જેમ લોકોને બુરી કેલવણી મલતી ગઈ, તેમ તેમ પંચાએતનો કાબુ કોમનાં લોકોપુરથી તોડાવવાની તજવીજ થતી ગઇ હતી. તે છેવટે પંચાતનો કાબુ નીકલી ગીઓ, તે વીશે ભેજાંપરની ખોપરી ખીશેલા શુધારાવાલાઓ પોતે એક બાહાદુરી કરેલી શમજીને, શુધારાનો ફાંકો મારવા ગીઆ હતા, પણ હાલના વખતમાં ખરા અકલમંદોએ પાછી પંચાત તાજી કરવાની વાત કાહાડી છે, તયારે આગલા વખતને ઇઆદ દેવાડી કહેછે કે, પંચાતનો જુલમી દોર હાલના વખતમાં નહી ચાલવો જોઇએ. પણ શાદી અકલથીજ શમજવુ જોઇએ કે પેહેલાં પંચાએતનાં કાબુમાં, પારશીઓનાં એકશંપીપણામાં કેવું બલ અને કેવી ઇજત હતી. તે વખતમાં કોઈબી પારશણો હલકી વરણના કોઇ શખશો શાઠે છડેચોક નીકલી જતી હતી નહી, અને કેઇ પારશણોએ પબલીક લેશનો લઇ કોમની ઇજત બીગાડેલી હતી નહી. તથા અધરમી પારશીઓ તે વખતમાં કેહવાઆનહી હતા. આજે શુધારાવાલાઓએ પંચાત ભાંજી તેમાં ફાએદો શું મેલવેઓ તે કોઈ બતાવી આપશો? ફાએદો તો કંઇજ નહી, પણ ઓર પારશી કોમનુ પત ખોઈશે અને ધરમ ડુબાડેઓ.

"એકબારગી કબુલ કરીએ કે એ બધું ખોટું છે, તે બાહારથી જે શરાગત છે તેટલું નથી, પણ કહી કોમમાં પંચાત નથી? વલી કહુઆ જમાનામાં ન હતી? કીહા દેશના લોકોમાં હાલબી નથી? મંડલીની અગત નથી એમ કોણ કહી શકશે? એતો ગોઆ ખુદ કુદરતથીજ બંધએલા નીઅમ જેવું છે. આજના વખતમાં પુરા સુધરેલ દેશોમા પણ પંચાત છે. ઈંગલંડમાં પણ આખા રાજને માથે પારલામેંટની પંચાતછે. ફરાંસમાં પણ પરજાસતાક રાજની મંડલી અને પરેશીડેનટ મેમબર છેજ. નીસહીસટ ને આઇરીશ જેવા બલવાખોરોનીબી

પંચાત અને સરદારો છે. *કાબુલીઓનાં જંગલી તાએફાઓમાં પણ વડાવોની તેપર શરદારી છે. આપણા ઘરોમાં પણ મરદોની શરદારી અને ઓરતોપર ધણીપણું હોય છે. જેમાં ધણીપણું નહી તે કંઈજ નહીપણ બાએલો હોએછે. ઢોરો ચરાવનાર ગોવાલીઆનું પણ ધણીપણુ હોએછે. કેહવત છે કે ધણી વગરના ઢોર સુના. હાથીને માથે અંકુશ, ઘોડાને લગામ, ને બેલને નાથ, તે પણ તેનાં ધણીનાં કાબુમાં રાખવાનુ હોએછે. છોકરાઓને માથે પણ માસતરો હોએ છે. નાએકો, ચોધરીઓ, પટેલો, શેઠો, મામલતદારો, કલેકટરો, ગવરનરો, રાજાઓ, અને બાદશાહો અને શાલનશાહો, શઊ પોતાની શકતી માફકનું, ધણીપણુ ભોગવે છે, અને અરસપરસના આશરાથી ખુશીથી રેહેછે. કહો ચીજ, કહેઓ જમાનો, ધણીવગરનો ચાલે? ધણીપણુ સઊમાંછે, પણ પારશીઓ જેવી હાલની જંગલી અને વાભંગી ઓલાદ તે પણુ ફકત મુંબઇનીજ, ધણી વગરનીછે. જેને માંથે ધણીનો, કે સરદારનો, કે પંચાતનો કાબુજ નથી તેની હાલત બહુજ માંઠી અને બહુ દલગીરી ભરેલીછે. એવી હાલત તો માથાં વગરનાં ધડના જેવીછે તે ખરૂંછે.

વાભંગા સુધારાનો જેહરી પવન મગજે બેશી જવાથી, પારશી પંચાતને શજીવન કરનારાઓને બુરૂં બોલવા, તેમજ મરણ પામેલા અકાબરોને વગોવવાનુ નીચપણુ બતાવેવા ચાહેછે. પણ સઘલા કાબેલ શખશો સારી તરેહ શમજે છે કે જે વીચાર બાંધી પંચાત કાહડી નાખવાની હીમાએત કરી હતી, તેનો તો અડધાં ફીટાએલાં શુધરેલાં મગજે, રફતે રફતે ઊંધોજ ઉપીઓગ કીધો, અને તેવા અભણ તથા મુરખોએ કોમને ડાહગ લગાડેઓ, એવું લાંબા અનુભવથી હવે જે લોકો જોએ છે, તેમને માલમ પડે છે. માટે પંચાતની અનજુમન કાહાડી નાખનારા શખશોએ તો, ઉલટા હાલની અનજુમન બનાવનારી ટોલીના વીચાર કબુલ રાખવામાંજ ખરૂં માન અને શેઆંનપટ ભરેલું શમજવુ જોઇએ છે.

વલી પંચાએત મંડલી ઊભી કરતાં જો કોઈ પાંચ-પચીશ ભેજાં ફાટેલ અડીએલો શરકશી કરીને શામને થાએ તો તેઓને પડતા મુંકીને તથા તેઓનાં ઘરબારો બાતેલ કરીનેજ, એ રૂડું અને પારશીઓની ખરી આબાદી કરનાર તથા ઇજત વધારનારૂં કામ સરઅંજામ પોહ-

ચાડવું ઘટારટ છે. જે શખશોને પારશી તરીકે રહેવું હોએ, તેવા શખશોએ પારશી મંડલીનાં અને પારશી મહજબનાં કાએદા અને રાહરીતી મુજબ ચાલવાની ફરજ છે. અગર નહી તો, તેઓ બીજે હીંદુઓની મીશાલ બલી મરવાતું મશાંન–અને ક્રીશટીઅન તથા મુશલમાનોની મીશાલે ડટાઇને જમીન મધેનાં કીડાં–કવચ અને કચુરાઓનાં ભોગ થઈ જવાનાં ગોરહસતાંનનાં ખાડાનો મારગ મોકલોછે. મુંબઇનાં તમામ ભલા પારશીઓએ પોતાની હમજાતનું ભલું ઇછીને એ અંગતનાં કારણુસર મેદાંન પરવાને તઇઆરી કરવી જોઇએ છે, અને પેલા મુરદાલ દીલનાં શખશોને બતાવવું જોઇએછે કે પારશીની કોમેં હજીબી સરા નરોથી અને સતવંતા જરથોસતીઓથી શદંતર ખાલી થઈ ગએલી નથી.

———:0:———

## પંચાત વગરની હાલત વીશે તથા આજના પારશી સુધારાની વીરૂધમાં એક હીંદુ જાહેર લખનારે બતાવેલો તીરસકાર

આજના સુધારાવાલાઓને હલકા પારીને તેઓનાં કાંમોની જે મશકેરી હમો કરતા આવયા છઇએ, તેમાં યુરોપયન તથા મુસલમાંન અને હીંદુ લખનારાઓ જયારે હમારી શાંઠે એકમત થતા જણાયછે, તેઆરે તેઓનાં કહેલા સખુનોની જગા આ પતરમાં કરવાને હમો દશરૂત વીચારતા આવેઆ છઇએ. એક અપખશપાત પારશી લખનાર આજનાં એબીએલ પારશી સુધારા તરફ તુછકાર બતાવે તે ઓર ચીજ છે. પણ હીંદુ અથવા મુશલમાંન અથવા અંગરેજના જેવા પારકા હાથે, જયારે તેવા સુધારાવારાઓનાં કાંન વીંધાએ તયારે તેમાં કંઇ બીજીજ રીતની અસર હોએલી સમજવી જોઇએ છે. કીટાઈ ગએલાં મગજવારા, અને કમલાનાં મરજની આંખવાલા પારશી સુધરકો, જયારે પોતાનાં કરતુકોની એબ જોવાને અશકત થઇ પડેલા જણાય, તયારે પારકાની આંખનો સફાઇદાર ચશમો તેઓની આંખે વલગાવીને પણ, પાધરો રશતો બતાવાને હમો હમારી ફરજ સમજતા આવેઆ છઇએ. વલી તેવીજ ફરજ આજ દીને બજાવાને દલગીરી સાથે ઘટતું વીચારીએ છઇએ. પેલો હીંદુ લખનાર એમ કેહછે કે :—

"જયારે હીંદુ સંસાર સુધારવાને માટે માહમોટી ઊઠલ પાઠલ થાએછે અને ઘણો ગડબડાટ થાય છે, તયારે પારસી સંસારી સુધારો પડી ભાગ તો જાયછે અને તેમાં વધારે ને વધારે બગાડો થતો જોવામાં આવે છે. * * * * * પણ પારસી સંસારી બગાડા વીશેના આરટીકલો તો અલબતે ઘણાં ધયાન દેવાજોગછે, અને તેનાપર જો પારશી ભાઇઓ યથારથ લક્ષ દેશે નહીં તો તેમનો સંસાર સુધારવાનાં વધારને વધારે ભય રાખવાનાં કારણો મલશે એમાં થોડોજ અસંભવ છે. છેલાં અઠવાડયાંમાં, એક પારસી અસતરીની સાથે પરણવાનો વીશવાસઘાત કરવાનો જે દાખલો અમે બતાવી ગયા છીએ, તેનું હજુ કંઇ પણ પરીણામ આવયું નથી, તથાપી તે ઉપરથી આજે પારસીઓ પઇસાના કેવલ ગુલામ થઇ ગઆ છે, તે તેઓ પોતાની કોમનાં દુઃખી પરણાંમ મોંહ આગલ જોએછે, પણ તે પર કંઇ લક્ષ દેતા નથી, એ બહુ ખેદકારક વાત છે * * આજકાલ પારસીઓમાં શુધારો, છુટાપણું, સવતંત્રતા અને તે સાથે સઘલી અંગરેજી નકલો થવાલાગીછે. પણ હમણાં હમણાં તેના ઉપાય નહી થશે તો ઘણા થોડા વખતમાં એ સુધારો બગાડો થશે. છુટાપણું સવછંદીપણું બનશે, સવતંત્રતા અનીતીમાન કરશે, અને અંગરેજોની નકલોથી ધોબી બલદ પેઠે નહી ઘરના ને નહી ઘાટના તેમ સઘલો શંસાર કથલી જશે. થોડી કેલવણી લેવાથી 'અધુરો ઘડો ઘણો છલકાય' તેમ ઘણી છાલકાઈ આજકાલની પારશી ટોલકીઓમાં આવી ગઇ છે, અને તેઓના ઠાઠમાઠ ને દમદમાટ જોઇને ઘણી નીંદાઓ ફેલાઇ રહીછે. ગરીબ સંસાર નીભાવવો તે આજકાલની ઘણીજ થોડી પારસણો (પછી તે ભણેલી કે અભણ હોએ તેનો સવાલજ નથી) જાણે છે ને તેમનામાં ઇતરાજી અને ફુકરાજી, પોકલ પતરાજીને નકામો મતસર ઘણો વધી પડયો છે. તેમના સુધારાએ વધારે ઇશકી બનાવી છે, ને તેમની કેલવણીએ ગ્નાની અને સદગુણી બનાવવાને બદલે ગુમાની મતસરી ને અનીતીમાન બનાવવા નો આરંભ કીધો છે. આ અમે શુધારાના પ્રારંભમાં નથી જોતા પણ તેનાં પાછલા કાલમાં જોઇએ છીએ. એ "બધાંનો" અટકાવ થવો જોઇએ, ને તેમ નહી થશે તો અગાડી જતાં રૂશતમ ને શોરાબના ફરજંદોને ઘણું ભોગવવું પડશે. અમે ખરા

સુધારાના મીત્ર છઇએ, પણ ખોટા સુધારાનાં શતર છઇએ, તો અમારે તો આટલુંજ કહેવું જોઇએ કે, સુધારાને નામે આખા કોમમા ગુમાંનનું નીકદન થાએ કે અપકીરતીમાં પડે એવું નહીજ થવું જોઇએ. અંગરેજી સુધારો દાખલ કરવાનું માન પેહેલવેહેલું પારશીઓનેજ છે. પણ તેમાં સુધા રેહેવાને બદલે કુધારો થવા માંડયોછે, ને વંઠેલ સુધારો વધી પડયો છે, તેનું અપમાન પણ તમનેજ મલશે. પરાઇજી લેવાથી સોક સંતાપ પ્રાપત થાએ તેવા ચીનહ જણાએ છે, તો તેનો તતકાલમાં ઉપાએ લેવાવો જોઇએ. નાંનકડી બાલકીઓ સવતંત્ર રીતે પોતાના છાના લગનો કરે, કે કોલ દે, અને પછી તે કોલો તુટે, ફરીઆદો થાય, ને તેમાં પ્રીતીના રસ ભરયાં પતરો પરગટ થાએ, ને જગતની બતરીસીએ ચરવાય, તયારે તેમાંથી અનેક પરકારના તરકવીતરકો બહાર પડે એવો શુધારો ભવીશમાં શોકજનકજ થઇ પડે એ નીશચય છે."

—:o:—

**પારસી પંચાત અસતુકનાં ૨૭ સતાવીશ લાખ રૂપીઆની પુંજીનુ હવે પછે વગર પંચાત મંડલીએ શું થશે? તેનો ખાતરી ભરેલો જવાબ કોઇ શખસ આપી શકશે કે? એ પુંજીનાં છેહલા છપાયલા હેવાલ મધેની કેટલીએક વીગતનો સાર.**

વગર પંચાત મંડલીએ,—એ પંચાતનું ગંજાવર ફંડ સલામતી ભરેલી હાલતમાં નથી એવું હમારૂં મતછે. એવાં મતનાં ટેકામાં કેટલાએક સબુનો આગલા ભાંશણમાં હમો કહી ચુકા છઇએ. એક તરફથી ખુદ પારશી ટોલાની હાલની ડીલચાલ ખરાબી ભરેલી આગાહી બોલાવે છે, અને બીજી તરફથી જે ધરમખાતાંની પુંજીપર હવે પછેનાં નાચાર બેચાર પારશીઓનાં સુખ અને સગવડનો આધાર લટકેલોછે. તે પુંજીનો નીભાવ સલાંમતી ભરેલી હાલતમાં નજર આવતો નથી તે બધારે હલગીરી ઉપજાવા જોગ વાતછે. હાલનાં હબઆત તથા ડીનદાર અને પરમાણીક તરસટીઓની ગેરહાજરીએ પારશી અનજુમનની

એ મોટી દોલત, બેદરકારી. અને બદએકીનીનાં હાથમાં ગીરફતાર થવા-ની ધાસતીમાં છે તેમાં કશોખી શક નથી. એવી ધાસતીમાંથી એ માહ ઉપયોગી ખજાનાંને બંચાવી રાખવો હોએ, અને તેની સાથે પારશીનો મહજબ અને તેને લગતી કીરીઆકામો ચાલુ રાખવાં-રખાવવાં હોએ તો, એક વગવાલી અને દીનદાર "પારશી પંચાત મંડલી" ઉભી કરવાની અતી ઘણી મોટી જરૂરછે. જો આજનાં પારશીઓ એ ફરજ બજાવવાને ભુલશે તો ગોઆ તેઓ ખુદ પોતાનાં જન ફરજંદો અને માલ-મતા તથા મહજબને ભુલી ગએલા દાખલની તકશીરમાં અને બદનામીમાં આવયા વગર રેહેશે નહી. એ બાબેની મસલહત કરવા તથા ઘટતી ગોઠવણો ઉભી કરવાનું કામ હાલનાં ટરસટી સાહેબોનું, તેમાં ખસુસ કરીને સર જમશેદજી બારોનેટ શાહેબનુંજછે એમ સમજવું જોઈએછે.

———:o:———

**પારસી કોમનુ ભલું ઈછીને પર કોમનાં કાબેલ જાહેર લખનારા વટીક પંચાત મંડલી ઉભી કરવાની ભલાંમણ કરેછે, અને પારસી કોમની ઇજતનાં તથા પારસી ધરમની હસતીનાં સતરૂઓજ માંતર એ મંડલીથી ભએ ખાઇને વીરૂધ બોલવા ચાહેછે.**

પકા બંદોબસત ભરેલી એક પંચ મંડલીઆજના દેશહીતકારીક દીલનાં જરતોશતીઓ ઉભી કરશે તોજ પારસીનું નામ નીશાન બંચી શકશે. એક દીલથી પારસી ભાઈઓનો મોટો ભાગ મેદાન પડવાની તજદી લેશે તોજ એ માહ ઉપીઓગી મંડલી સેહેલાઈથી બરપા થઈ શકશે. પારસી કોમને માંથે હજી સુધી કેટલાએક દીનદાર અને સખી દીલના શેઠ સાહેબો હઈઆતછે તેટલાંજ જો એ બાબેની કોશેસ ખરા પારસી ભાઈઓ કરસે તોજ તેઓ ફાવી શકસે. પારસી પંચાત ઊભી કરવી તે ગોઆ પારશીની અસલી જાહોજલાલી અને પારસીની ગુમ થઈ ગએલી નીતી અને કીરતીને પાછી સજીવન કીધા બરાબરનો ગુણ થશે. એવો અવાજ હમો કંઇ આજેજ કાહડતા નથી. એવી સમજ હમો કંઈ આજેજ હમારા બેઆરા હમદીનોને આપતા નથી.આજ

કંઇ વરશો થએઆં હરએક બાંહાંને અને હરએક બનાવ સર એ બાબેની જીકરી કરતાજ આવેઆ છઇએ. હમારા હમદીન ભાઇઓની હઇઆતીમાં અને આબાદીમાંજ હમો ખુદ હમારી આબાદી અને હમારાં ફરજંદાંન ફરજંદોની હઇઆતી સમજીએ છઇએ, તથીજ કેટલી-એક તકરારો અકલી તેમજ નકલી દાખલાદલીલોથી તથા તીખાસ તેમેજ કદવાશ ભરેલી રીતેબી ચાલુ રાખવાને હમો હમારી ફરજ સમજતા આવેઆ છઇએ.

આજના વખતમાં વગર પંચાતે "સપંતમે નીઉસ"ની દીનનાં પારસી ભાઇઓએ જીંદગી ભોગવવાનુ ચાલુ રાખવું, તે ગોઆ તે-ઓએ પોતાના પેઆરા જાંન માલની લગામ બદકાર "અંગેરે હમીની-ઉસો"નાં હાથમાં આપેઆ બરાબર ગણાશે. સીંધ, પંજાબનાં, તથા બેંગાલ તરફનાં, તેમજ અતરેનાં સવતંતર અને શારી સમજનાં અંગ-રેજી તેમજ મુસલમીન ને હીંદુ પતરવાલાઓ વટીક ખોલલી રીતે અને દાનાઇ તથા ખેરખાહીની રાહે આજના પારશીઓને મજબુત ભલાંમણ પર ભલામણ કરેછે કે, આજનાં કફેદા સુધારા, કાફરી કેલવણી, અને અનીતીમાંન અસતરી છુટ-છાટને લીધે, પારશી ટોલો ઘણોજ હલકો અને હીણો થઈ પડેઆછે. તથા કીન ઉગે પડતો તથા મરતે અને વીખરાતો જાએછે, વાસતે તેનો બંચાવ અને નીભાવ કરવ શારૂ તેઓને માંથે એક મોભાદાર મંડલી ઉભી થવીજ જોઇએછે.

પંચાત મંડલીનો સાએઓ પારશી કોમનેમાંથે નહી રેહવાથી અંનજાણેઆ પ્રઅરેપીઅનોને તથા અંગરેજ અમલદારોને મોટી ઉલ-થાપ ભરેલીવાતો સમજાવાને આજનાં કેટલાએક બદમનશનીના શાખશો ફાવી જાએછે. સવતંતર રેહવાને બાંહાંણે પારશીની ભલી કીરતીનુ અને ભલી નીતીરીતીનુ સતેઆનાશ વાલી મેલવાની કોશેશ કરેઆ જાએછે. પારસી પંચાતનુ અસલી ખાતું ખરેખરજ ઉપયોગી અને શાન-શાઉ-કત ભરેલું હતું, અને તેથીજ તે વખતનો પારસી ટોલો ગોઆ આખી પુરથવી ની તેમાં ખાસ કરીને હીંદુસતાનની વસતીનાં લોકોમાં માંન અને સરફરાજી ભોગવતો હતો. પંચાએતના વખતની પારશી અશતરીઓની નીતી-રીતી અને મહલાજાની વાતો અને હકીકતો તરફ આખી દુની-આંનાં દાનાવો અને કાબેલોનુ ધેઆંન ખેંચાતું હતું. અસલી ક્ષપ-

છપનાં અને અસલી રૂપ-રંગના પારસીઓ તે ખરેખરજ સદ્દગુણી અને સતવંતા પારશીઓજ હતા. પણ આજનાં જમાનાંનો બાહેરથી દીસતો પારશી, તે કેવલ ઉલતાજ ખવાશનો અને ઉંધાજ વીચારનો પારશી હોઓછે.

ખરા દુરઅંદેશ અને હીમતવાન જરતોશતીઓતો આજનાં કેટલાએક સુધરકોનાં વીચારો અથવા ફાંટાઓને પોતાના પગની પેંજાર હેઠલ ડાબીને ચાલેછે. બેદરકાર નારાટીકોજ અસલી પારશી પંચાતનાં મરણથી ખુશી હશે, પણ પારશી કોમનાં ખરા કદરદાનો અને પારશી મહજબ અને રાહ રસમની ખુબીનાં પીછાંણનારાઓ તો, પારશી પંચાતનાં મરણથી ખરેખરજ દલગીરી ભોગવતા આવેઆ છે. કમલાનાં બુરા મરજવારા શખસોની નજરે સઘલી ચીજો પીલી પીલી અને પીડાકારી ભરેલી લાગે તેમાં નવાઈ નહી. તેમ ખરા જરતોસતી બચાઓતો "જરતોશતી પંચાત મંડલી"માં ખરો લાભજ જોવાની વકી રાખેછે, પણ આડી ચાલના અને બદ એકીનનાં શખશોને તો તેવી મંડલીની હસતીથી નુકશાની અને નામોશી ભોગવવાની ધાસતી રેહવીજ જોઇએછે. પારશીઓનો હાલનો જમાનો ખરેખર બહુ બુરોછે, કે જે અસલી પંચાતની પછેનો છે. અથવા જે વગર ભરવાડનાં એ નાવારેશ ગાડરાંનાં ટોલાંની હાલતનોછે. પંચાએતને પાછી ઉભી કરવી, એ દરએક સાચા જરથોશતીની નેકબખતી છે, અને વગર પંચાએતે જીંદગી ભોગવવી, એ ચંચલ પારશી આલમથી નહી બરદાસત થઇ શકે એવું અભાગ અને અપમાંનછે. પારશી પંચાએતનું મરણ એ નજીસ કરતુકવારાઓ કીજે મોજ અને મજાહછે, પણ પરમાણીક અને ભલી-ભલાઇ ભરેલી જીંદગી ગુજારવાચાહનારાઓ કીજે ખરી માહતમપોશીછે. ખરા સુધારાની હારતી, ને પારસી કોમની મોટાઈની મગરૂરીનુ પદભ્રશત થવું, તે પારશી પંચાતનો નસીબો બરગસતે થવાથી બનીઉછે. પારસી સધારકોની સુમાઅતને લગતી તવારીખમાં જો કોઇબી લેખ ખરો અફસોસ ઉપજાવનારો ગણાતો હોયતો, તે પારશી પંચાએતની નાબુદી થવા બાબેનોછે. એ પંચાએતનુ પાછું ઉભુ થવું, તે ગોઆ પારસીઓની અસલી નેકનામીને પાછી જીતી લઈને સજીવંન કરવા બરાબર ગણાસે. અસલી કેઆની ટોલાની કીરતીનો જુહુંડો જો

હસી ખુસી અને સરફરાજીની રોશન હવામાં ખુલંદ ઉરાડવો હોએતો, હાલની નધણીઆતી હાલતમાંથી નીકલીને, આજનાં પારશીઓએ પોતાને માંથે પંચાએતરોફી કોઇ ધણીઆતી હાલત અખતીઆર કરવાને ભુલવું કે ધીલ કરવી જોઇતી નથી. ધણી–ધોરી વગરની વીધવાઇ અને નાવારેશ હાલત, તે સઉથી અભાગણી અને સઉથી હીણમાં હીણુ હાલત ગણાય છે.

## પારસીઓને માથે "પંચાત મંડલી" ઊભી થાય તોજ પારસી ટોલો ઊંચી અને સોભા તથા સલુકાઇ ભરેલી હાલત ભોગવી શકશે.

"ધી સીંધ તાઇમસ"—તથા "ધી એડવોકેટ આફ ઈંડીઆ"—નામનાં તથા બીજાં અંગરેજી પતરોનાં અધીપતીઓએ પારસીઓને વાસતે એક વગવાલી પંચાત ઉભી કરવાની વાજબી ભલામણ કીધી હતી.

હવે હમારા અસરાફ વાંચનારાઓની જાણને માટે કહીએ છીએ કે, આજ આશરે ૨૬ વરશની વાત ઉપર, પેલા કેહેવાતા અથવા ડીંગમાર સુધારાવાલાઓએ શેઠ કાવસજી બેરાંમજી બનાજીવાલાં આતશબેહેરાંમમાં ભેગા થઈને પંચાતને તોડી પાડવાની તદબીર રચી હતી. પણ તે પછી આ કામથી પારશીની વચલે વાંધેની વસતીનાં હકમાં મોટી ખરાબી થઇ, અને પંચાત જેવી મંડલીની મોટી અગત જોઇ, અને પારસી આલમનાં ધીકારની બરદાશત નહી કરી શકયા, તયારે પારસીઓને વાસતે ધારાબાંધવાનું કઉતક ઉભું કીધું. અને તે કઉતકથી પારસીઓને ગલે એક જબરી તોક ઓરવી. હવે એ કઉતક ઉભું કરવાની મતલબતો કાંઈ જુદીજ હતી. તે મતલબ પેલી ભાંગી પડેલી પંચાતનાં અધીકારીઓ સમજયા નહી. તથી પેલા સુધારાવાલાઓને ફાવતું થઇ પડયું, અને પારસીઓનાં સંસારી કજીઆ ચુકવવા સારૂ, પંચાતને સજીવન કરવાનો ખુટો ઊભો કીધો. તે પંચાતને કેવી સતા આપવી, તે મધેની થોડી એક કલમો જે પેલા પંચાત ભાંજી પાડનારાઓએ ઘડી કાહડી હતી, તે હમારા અશરાફ વાંચનારાઓની જાણને માટે નીચે બોલે બોલ ઊતારી લીજીએ છે.

## ધારાની કલમ ૧૭ મી.

## SECTION 17th.

"No person shall acquire any right of inheritance, under any of the foregoing sections, where such right is claimed by reason of or under a second or subsequent marriage contracted in the life-time of a first, or other previously married wife or husband, unless such previous marriage shall, for just and sufficient cause, have been declared to be desolved, and a divorce granted after due investigation by the proper *Punchayet* of *Parsees*, to be regularly and properly elected for that purpose every five years by the voice of the parsee community, or by the Majority of the said Punchayet, according to the provisions herein after made in that behalf."

## SECTION 25th.

"It shall not be lawful for any Parsee to contract any marriage in the life-time of his or her wife or husband, except after his or her lawful devorcement from such wife or husband, *by sentence of a Punchayet as is* herein after provided; and every Marriage which may be here after contracted contrary to the provisions of the section, shall be deemed void. Every Parsee who shall, during the life-time of his or her wife or husband,contract any marriage without such lowful devorcement from such wife or husband, shall be subject to the penalties provided in the Indian Penal Code (Act 45 of 1860) for the offence of marrying again during the life-time of a husband or wife."

## SECTION 27th.

"If a Parsee shall have been or be lunatic or of habitually unsound mind at the time of his or her marriage, his or her said marriage shall be at any time *voidable by the Punchayet* of his or her last place of residence at the instance of his or her wife or husband, upon proof, to the satisfaction of the *said Punchayet*, that the lunacy and habitual unsoundness of mind existed at the time of such marriage and still continues."

ઉપલા ત્રણ અંગરેજી ફકરા વાંચી, હમારા અશરાફ વાંચનારા જોઇ લેશે કે, આગલી પંચાતને તોડી પાડનારા પોતે, અને એખલા પોતેજ, પંચાતસજીવન કરવાને કેટલા બધા આતુર અને ખાહેશમંદ હતા. પણ તેઓનાં માંઠાં ભાએગે, તેઓની આતુરતા અને ખાહેશ પુરી પડી શકી નહી હતી.

અનજુમનનાં એક બે નહી પણ હજારો રૂપીઆ બરબાદ અને ખરાબ કરી, પેલી નાલાએક **ધારાની** ઝુસરી પારસીઓને ગલે ઓરવી તે કામ એવી **પંચાત મંડલી વગર તેઓએ કરવુંજ જોઈતું નહી હતું.**

હવે હમારી તરફનો સવાલ એ છે કે હાલના એજ ધારા સરકાર પાસે માંગતી વખતે અને એજ ધારા ઉભા કરતી વખતે **પંચાત મંડલીની** જયારે અતી ઘણી જરૂર જોઇ હતી, તયારે આજે પાછું વાજું ફરી કેમ ગીયું છે? અને આગલા પંચાતનાં અકાબરોનાં મુવાં રવાંનોની નીચમાં નીચ ગીબત તેઓની પીઠ પાછલ કરવાની શરમ ભરેલી અગત હાલ શા કારણથી પડી? કોઇ ખરો લાયકી વાલો માણસ એવાં ગંધીલાં અને લંબબાડી ભરેલાં તોહમતો મરણ પામેલા પારસી અકાબરો ઉપર મુકેજ નહી. ઇતયાદી.

———:o:———

## પારસી કોમની ઈજતનાં અને પારસી ધરમની હસતીનાં ખુરા સતરૂઓજ પારસી પંચાત મંડલીથી ભય ખાઇને તેની વીરૂધ બોલવા ચાહેછે.

———

"પારસી પંચાત"ની અગત વીશે ખોલાસો સમજાવી ચુકા છઇએ. એ મંડલી ઉભી કરવા બાબે અંગરેજ તેમજ બીજી દેશી ગનાતનાં ચંચલ અને સવતંતર લખનારાઓબી જાહેર રીતે ભલાંમણ કરેછે, તેનાં દાખલા દલીલો હમો આપી ચુકા છઇએ. જે શખસો એ મંડલીની વીરૂધ બકબકારો કરે તેઓ પારસી કોમનાં બદખાહો ગણાય છે, અને તેવા બદખાહો પારસી કોમની તરફની કેટલી દીલસોજી અને કેટલું માન-મોહબત ધરાવે છે તે સઘલા ચંચલ વાંચનારાઓ સમજતા હોવા જોઇએ.

એક ટોલાનાં અથવા એક ગામડાંનાં લોકોને માંથે એક પંચાત મંડલી રાખવી, તે અસલી જમાનાંની ઇરાંની તેમજ હીંદુસતાંની રીતી ચાલતી આવેલી છે. એવી ભલી રીતીને શું પરજાની તરફનો કે શું સરકારની તરફનો આશરો અને પસંદગી મલતી આવેલી છે, સબબ કે તેથી જેમ સરકારને તેમજ આલમનાં લોકોને મોટા ફાયદા થાયછે. આજ દીન તલક અંગરેજ સરકારની તમામ અદાલતનાં અમલદારો અતરેનાં દેશીઓની પંચાત મંડલીનાં કામને દીલોજાં નથી પસંદ કરતા અને નીભાવતા આવયા છે. પણ માતર પારસીઓનીજ હાલની વગર મંડલીની તથા બેધંગી અને વીખરાયલી અવસથા જોઇને, જેમ નામીચા અંગરેજ અમલદારો તેમજ દાનાવ દેશી લોકો બહુ મોટો અફશોશ કરેછે, બલકે તે બાબેની સુધરાઇની ડીંગ મારવા ચાહનારા શાખસોની કમઅકલી ઉપર ફીટકાર નાંખે છે. એક મંડલીનાં શાયા હેઠલ એકસંપીથી અને માન-મહલાજાથી રેહેવામાંજ ખરૂં ઇનશાનયતપણું છે. વગર માન-મહલાજાની છુટ-છાત અને બેપરવાઇ હાલતમાં તો ખરૂં હેવાંનીઅતપણું અને જંગલીપણું છે. આ દુનીઆમાં કોઈબી ખરો સુધરેલો ટોલો એવો નહી હશે કે જે વગર મંડલીની અને વગર સંપની હાલતે જીવતર ગુજારવામાં માંન સમજતો હશે.

અંગરેજોની ખરી ખુબીઓ જે ઘણી છે, અને જેની સતુતી ખરા દાનાવ લોકો કરેછે, તે ખુબીઓની નકલ કરવાને બદલે, આજનાં બેઅકલ સુધારાવાલા પારસીઓ તેમની ખાંમીઓ અખતીઆર કરી બેઠાછે, અને તેથીજ તેઓ હીણાય છે અને અલખામણાં પડી ગીઆ છે. ખરી અંગરેજી કેલવણી લઇને બીજા ટોલાનાં લોકો પોતાનાં દેશની આબાદી અને પોતાની કોમની વરધી કરયા જાયછે. પણ આજનાં પારસીઓ તો ખામી ભરેલી કેલવણી લઇને ઓર કુશંપવધારેછે અને પોતાની હમજાતની હરસી અને ખરાબી કરયા જાયછે. સંસારી સુધારા અને ઘરબારનાં સુખ-સંપજથી તેઓ બેનસીબ થઇ પડયાછે, અને નાહીમત તથા વગર હુનરનાં અને વગર ધંધા-ધાપાનાં બનીને, દુનયાંનાં અદનાં તેમજ આલા લોકોની તરફની હલકાઇ ભોગવતા થઇ પડયા છે. એ સઘલું જબુનમાં જબુન પરીણામ તે **તેઓને માંથે-વાંશે કોઇબી મંડલી નહી હોવાને લીધે અને આગલી પંચાતની**

બરબાદી કરયાને લીધે થયું છે તેમાં કશો શક નથી. પોતાનાં ટોલાને ભુલનારો, પોતાનાં મહજબને ભુલનારો, પોતાનાં વતનને ભુલનારો, પોતાનાં વંશ વેલાની સલામતીને ભુલનારો અને શેવટે પોતાનાં ખોદા વટીકને ભુલનારો, જો કોઇબી ટોલો આજે આ પુરૂથવીની સપાતી ઊપર શરમ ભરેલી હઇઆતી ભોગવતો હોય તો, તે આજનો ઉધરતો પારસી ટોલોછે, કે જેઓને હવે ધરતી ઠાર આપવાનેબી કમકમતી હશે. એવી તેઓની દુ:ખી અને દલદર હાલતમાંથી જો તેઓનો છુટકારો કરવો હોય તો તેઓને માંથે એક "મંડલી"ની સતા જરૂરજ ઉભી થવી જોઇએ છે, અને ખુદ તેવા દલદરોને પોતાનેખાતર નહી તો, ફક્ત દયાને ખાતર અને દુનયાંનાં બીજા લોકોની તાનાંજાંનીની વીપતમાંથી મોકલા થવાને ખાતર, ખરા દીનદાર અને દેશ-હીતકારીક દીલનાં જરથોશતીઓએ મેદાંન પડવું જોઇએછે, અને એક મોભાદાર "પંચાત-મંડલી" બરપા કરવી ઘટેછે.

વલી પંચાત મંડલીની વીરૂધ થનારાઓની તથા પંચાત મંડલીને નાંબુદ કરનારાઓની મુખય નેમ એવી માલમ પડી હતી કે, તે મંડલીનો જે કાબુ તેઓની સંસારી ચાલ-ચલણ ઉપર, તથા તેઓનાં ખાંણા-પીણાંની અને મોજ-શોકની અનઘટતી બાબતો ઉપર રેહેતો હતો, તે કાબુ નીકલી જાય, અને પેલા "જાતી ભેદ" જેવો અંતર સદંતર નાંબુદ થાય. તથા સ્ત્રીઓને મહલાજાસર તથા નીતી-રીતીનાં કાયદા મુજબ મરદોથી દુર રાખવાનો અસલી રેવાજ પડી ભાગે. એવી તેઓની બુરી નેમ બર આવેલી જણાઈ.છે અને આજે આંલમનાં લોકો મશકેરી-ઠઠાની રાહે પારસીઓને જે તાંનાંજાંની કરેછે, અને પારસી ટોલો નધણીઆતો તથા વગર મંડલીનો થઇ પડયોછે, તે વીશે જે ધીકાર બતાવેછે, તેવા તાંનાં તથા ધીકારને આધીન થઇને, ભલા દીલનાં પારસીઓને શરમ સાથે નીચું જોઇને પોતાની જીંદગી ગુજારવી પડે છે. એવી ખેજાલત ભરેલી જીંદગીમાં હવે વધુ વખત તલક સમજુ પારસીઓએ રીબવું જોઈતું નથી, અને તેથીજ અંગરેજો, યુરોપીઅનો, હીંદુઓ, મુશલમાંનો, અને તમામ બીજા દાનાવ અને દીનદાર લોકો જાહેર અવાજથી ખેરખાહી ભરેલી સહલા આપવા લાગા છે કે, પારસી ભાઈઓએ હવે નવેસરથી એક મોટી અને વગવાલી "પંચાત મંડલી" પોતાને માંથે જરૂર ઊભી કરવી.

"પંચાત" જેવી અસલી ગુણવંતી અને પુણવંતી મંડલી ભાંજી પાડીને, બેસમજ સુધારાવાલાઓ ખરી સુધરાઇ અને સવતંતરપણું બતાવા ગીઆ ખરા. પણ તેઓનાં માઠાં ભાએગે તેથી ઉલટીજ ચીજો હાંસલ થઇ. સુધરાઈને બદલે પારસી ટોલામાં બેહાઈ તથા હલકાઇ અને કુધરાઇનો ફેલાવો થઇ પડયો, અને સવતંતર રેહેવાને બદલે પારસી ટોલો તમામ બીજી કોમનાં લોકોની નજર આગલ નબલો અને તાબે-દારી ભરેલી હાલતનો થઇ પડયો. અસલી દીનદારીનું એકાન બોહી બેઠાથી હાલ આખો પારસી ટોલો ગોઆ ખોદાતાલાની ઈતરાજી હે-ઠલબી આવી પડયોછે, તથા અસલી એકસંપીનો ભારબોજ અને પંચાત મંડલીનો મોભો તજી બેઠાથી, આખા પારસી ટોલાનું માંન-પાંન શર-મીનદગી અને શીકશતેહાલીમાં ગીરફતાર થઈ પડયુંછે. જે ટોલાને માંયે-વાંશે કોઈ હોયજ નહી તે ટોલો બારેવાટ થાય તેમાં નવાઇ શી? જે ટોલામાં ધરમ સંબંધી ચુશત એકાનદારી હોયજ નહીં, તે ટોલો વીખરાઇ જાય તેમાં અચરતી શું? વાસતે એવાં જીઆંકાર દર-દનો ઉપાય કરવા સારૂ એક "પંચાત મંડલી"નું ખાતું પાછું ઊભું કરવાની અતી મોટી અગત સાબેત થઇ છે. એ અગત પુરી પાડયા-થીજ ગુમરાહીનાં દરદીઓની પુરતી દવાદારૂ થઇ શકશે. એ અગત પુરી પડયાથીજ, નફ્તાઈ અને નાસટીકપણાંનાં ઉડતા રોગનો અટકાવ થઈ શકશે, એ અગત પુરી પડયાથીજ, છકેલ અને અનીતીમાંન છુટ-છાટ ભોગવનારી સ્ત્રીઓની તેમજ પુરૂશોની ગરદન, સલુકાઇ તથા શો-ભા અને સફાઇનાં કબજા હેઠલ આવી શકશે. અને એ "પંચાત મં-ડલી"ની અગત પુરી પડયાથીજ હાલનો પડતો તથા મરતો અને પરાગંદે થતો પારસી ટોલો પાછો ટેકાવદાર, તથા જીવદાર, અને સતાદાર, તેમજ સતવંતો અને શોભાવંતો થઇ શકશે તેમાં કંઇબી શક નથી.

———:o:———

## મુંબઇનાં પારશી પંચાતનાં ધરમખાતાંની મોટી પુંજી, તથા મોટી આવક અને ખરચને લગતો વારસીક હેવાલ અને હીશાબ.

———*———

હમારા દીનદાર અને અસરાફ વાંચનારાઓને ઇઆદ હશે કે દર ઘટતી જોગવાઇએ, એ માહભારત ધરમખાતાં વીશે અને તેનો હવે

પછીનો બંદોબસ્ત અને નીભાવ કરવા બાબે વાજબી ટીકાઓ અને લખાંણો કરતા આવીઆ છઇએ. એ પુંજીવધીને હાલ કુલે ૩૨૭૦૦૦૦૦) સતાવીશ લાખને આશરેની થઇછે, અને તેની ઉપજ ઘણીજ ઘટતી રીતે અને ઘણાજ વાજબી કારણોસર વપરાએ છે, એમબી હમો કબુલ કરતા આવેઆ છઇએ. પણ એ પુંજીનાં વાપરવાસ વીશે તેમજ તેની હવે પછેની સલાંમતી વીશે હમો હમારા દીલનો પુરતો સંતોશ જાહેર કરી શકતા નથી. સતાવીશ લાખ રૂપીઆની લગભગ આખી રકમ, માતર સરકારી ચાર ટકાવાલી વેઆજુકી નોટોમાં રોકી રાખીછે, અને કોઇબી મીલકતમાં અથવા જમીનની ઉપજમાં તેનો કંઇબી ભાગ રોકયામાં આવયો કે આવતો નથી, તે દેખાવ મોટો અંદેશો ઉપજાવનારો ગણાય છે. એવાં ધરમખાતાંની પુંજી જમીનમાં તથા મોટી જાગીરી ઉપજમાં રોકેલી રાખયાથી આજે હીંદુઓનાં તથા કરીસટીઅનોનાં ને મુસલમાંનોનાં ધરમખાતાં વધીને કરોડોનાં થઇ પડયાંછે, તયારે પારસીઓનાં ધરમખાતાંમા એક પાંચ-પચીસ હજારનોબી વધારો થઇ શકયો નથી તે હકીકત મોટી દલગીરી ઉપજાવનારીછે. મુંબઇ નગરીની હાલત દીન ઉગે ચઢતી અને તેની જમીનની આબાદી દીન ઉગે વધતી રહીછે, અને તેથીજ ઉપર કહેલી મોટી ત્રણ કોમનાં લોકો અસતકનાં ધરમખાતાંની પુંજીમાં અતીઘણો વધારો થઇ પડયોછે, અને તે વધારો વલી દર વરશે ફુલતો અને ફેલાતો જાયછે.

પારસી પંચાત ફંડનાં તરસટી સાહેબો જહારીમાં અને બુજરગીમાં બહુ આગલ વધી ગીઆછે, તથી તઓથી ઘણી મોટી મેહેનતનું કામ થઇ શકે નહી, અને તેથીજ સતાવીશ લાખ રૂપયાનો સરકારી નોટનો ઢગલો, મુંબઇ બેંકના અસતકમાં સોંપીને દર વરશ માંતર વેઆજ વસુલ કરી લેવાનીજ તજદી તેઓ લીએછે તે ખરૂં છે. પણ એવી નબલાઈ અને આલસાઇને બાંહાંને એવાં ધરમખાતાંને પડતીજ હાલતમાં રાખી મુકવું હમોને તો દરૂસત દીસતું નથી. અને વલી એવી મોટી રકમ ફકત એકજ જાતની જામીનગીરીમાં રોકી રાખવી તબી હમોને જાહજું સલામતી કે દુરઅંદેશી ભરેલું લાગતું નથી. હજીબી જો એ મોટી થાપણ મધેનો એક ભાગ "પવઈ" જેવાં મોટાં અને રલશીલાં ગામની ખરીદી કીજે રોકયામાં આવે, અથવા તેવીજ કોઇ

બીજી ઊપયોગી જાગીર લીએ અથવા તે ઉપર નાંણું ધીરેતા તથી વધારે મોટા ફાયદો થાય, અને વધારે ભરોશાદાર જામીનગીરી રહેલી સમજાય. એવાં કારણસર મેહેનત અને ખરચ વધે તે ખરૂં છે, પણ તેવી મેહેનત કરવા કીજે તેવાંજ ચબરાકઅને વીશવાસુ માણસોરાખવાની તજદીલેવીજ ઘટેછે.

વલી ખોદાતાલા હાલનાં તરસટી સાહેબોને પુર સુખાકારી અને લાંબી જીંદગાંની ભરયા રાખે એવીજ હમારી દુવાછે. પણ અંતે સરવે પરકારની હસતીનો અંત છે, એવીજ ખાતરી આપણીછે, તયારે ટરસટી સાહેબોની ગેરહાજરીએ, એ મોટાં ધરમ ખાતાંનો વહીવટ કોણનાં હાથમાં જશે અને તે વહીવટ કેમ ચલાવવામાં આવશે તેનો દુરઅંદેશો દરેક દીનદાર જરથોશતીએ હમણાંથીજ કરી રાખવો સજાવારછે. કેટલાએક સુધારાવાલાઓની હીલચાલ અને એકીનદારીનાં નમુના જે આપણ દર જોગ વાઈએ જોતા આવયા છઇએ, અને વલી કેટલાએક શેઠયાઓના દીકરાઓ અને નબીરાઓની ચાલચલણ અને મનની વલણનો અનુભવ આપણ મેલવતા આવયા છઇએ, તે ઉપરથી વારમવાર હમો એવો જ પોકાર ઉઠાવતા રહયા છઇએ કે એ પારશી પંચાતનાં ધરમ ખાતાંની ગંજાવર પુંજીની હવે પછીની સલાંમતી અને ઘટતો ઊપયોગ મોટી ધાસતી ભરેલી હાલતમાં આવી પડશે. જરથોસતી અંજુમનની તરફની એક વજનદાર નવી પંચાંત મંડલી ઉભી કીધા વગર, એ ધરમખાતું સોભા અને સલાંમતી ભરેલી હાલતમાં હવે પછી રહી સકનાર નથી, અને તેનો ઊપયોગ હાલની મીશાલે હવે પછી ચાલુ રહી શકનાર નથી, એવી અગમચેતી કેહેવાનાં હમો પાશે અનેક સબબોછે, અને તે સબબોનું વરણન હવે પછી કરતા રેહવાને હમો તજવીજ કરીશું. એ સતાવીસ લાખ રૂપયાની થાપણ હાલ કેમછે. અને કેવી રીતે વપરાયછે તેનો અગતનો સાર હેઠલ જણાવાની રજા લીજીએ છઇએ:—

:o:

**મુંબઈના પારસી પંચાયતના સતાવીશ લાખ રૂપીઆનાં ધરમખાતાંનો વારશીક હેવાલ, અને એ ઉપરથી આજનાં પારસીઓએ રાખવી જોઇતી સાઉચેતી.**

"મુંબઇની પારશી પંચાયતના ધરમનાં ફંડનાં તરસટી સાહેબોએ, રાબેતા પ્રમાણેનો હેવાલ એક મોટા ચોપડાના આકારમાં બાહેર પાડયોછે

અને તેમાંથી કેટલીક જાણવા જોગ વીગતનો સાર અગત નો થઇ પડશે. એ સાહેબોના હાથમાં રૂ૨૬૪૫૨૪૭ ની મોટી પુંજીછે. જેમાં તેઓને હસતકમાં ફંડની પુંજી રૂ૨૨૬૯૬૪૬ નીછે, જયારે જુદા તરસતીઓના હસતકનું જે ફંડ તેઓના સવાધીનમાંછે તેની પુંજી, રૂ૩૭૫૬૦૦ નીછે. તરસટી સાહેબોને હસતકમાં જે અગતનાં ફંડોછે. તેની આપણે ટુંક તપાસ લઈજીએ. પંચાયતના જનરલ ધરમનાં ફંડનું ખાતું હરેક જરૂર જોગ બાબદનો ખરચ કરવા માટે જો જુદું ફંડ ન હોય તો વાપડવામાં આવેછે, અને તા૦ ૧ લી નવેમબર ૧૮૮૩ ને દીને એ ફંડની બાકી રૂ૧૧૪૯૯૧ ની હતી, જેમાં વરસની આવક રૂ૧૫૦૮૩ ઉમેરવા માં આવી હતી, તથા ખરચ રૂ૧૧૦૪૭ નો થયો હતો, જેથી વરસની આખેરીએ ફંડમાં ઊલટો વધારો થયો હતો. પંચાએતના શેહનશાહી ધહમબારનાં ફંડની પુંજી વરસની સરૂવાતમાં ૩૯૪૫૭૮ની હતી, જયારે આખાં વરસમાં આવક રૂ૪૮૫૩ની થઇ હતી, અને ખરચ રૂ૪૭૧૨નો થયો હતો. જેથી એ ફંડમાંથી થોડોક વધારો થયો હતો. એ ફંડમાંથી ૬ ધંબાર કરવામાં આવયા હતા. અને દર ધંબાર દીઠ કોઇ સખીવજુદ ગરહસથને એ ફંડમાંથી રૂપીઆ ૭૫૦ ની રકમ ઊધર આપવામાં આવેછે, જે જમનનો સઘલો ખરચ તેમાંથી કરેછે અને જો ખુંટેછે તો પોત પોતાની ગીરેથી ભરેછે. એવાં કામને પુણનું સમજી કેટલાક જરતોસતી સાહેબો તે માથે લીયેછે અને જો કાંઇ રકમ ફાજલ પડેછે, તો તેઓ પોતાની ખુશીથી તરસટી સાહેબો ઉપર પાછી મોકલાવી દીયેછે. તયાર પછી અતી પુણયવાન અને દયાલુ લાગણીનું ફંડ આવેછે. અને તે મુંબઇના આંધલા પાંગલા તથા લાચાર જરતોસતીઓની પરવરસી કરવા તથા પગાર આપવાનું ફંડછે. આ ફંડની પુંજી રૂ૮૦૨૦૧ની વરસની સરૂઆતમાં હતી. અને વરસમાં આવક રૂ૧૧૯૫૮ થયાથી તથા ખરચ રૂ૯૮૯૯ થયાથી વરસની આખેરીએ પુંજી રૂ૮૪૨૬૧ ની થઇ હતી. એ ઉપયોગી ફંડમાંથી એ વરસમાં રૂ૧૭૦ લાચાર ઓરત તથા ૪૭ મરદને દર માસે રૂ૭ થી તે રૂ૩ વેરના ફરમાયાની મદદ કરવામાં આવી હતી. અને એઓમાં ૨૮ ઓરત તથા ૧૦ મરદ નવા હતા. જેઓને મદદ કરવામાં આવેછે તેઓની ટીપ આ પોથામાં રજુ કરવામાં આવેછે, જેથી આ ફંડનો વાજબી ઉપયોગ થતો હશે એવું માની શકા-

પછે. જરતોસતી જંદ અવસતાની નીશાલોનાં ફંડની બાકી વરસની સરૂઆતમાં રૂ૩૪૭૮૫ ની હતી. જયારે વરસની આવક રૂ૩૧૩૪ની થઇ હતી અને ખરચ રૂ૨૬૩૭ નો થયો હતો, જેથી પુંજી રૂ૩૫૨૮૧ નીએ ફંડને હીસાબેછે. એ ફંડમાંથી મુંબઇ મધે છો કરીઓની ૩ નીશાલોમાં જંદ અવસતાની કેલવણી આપવામાં આવેછે. એ તરણે નીશાલોના ઉપરી તરીકે દસતુર પેશોતન બેહેરાંમજી સંજાનાને રૂ૭૫નું સાલયાણું મલેછે, પણ ઉપરીની ફરજછે કે, એ શાલાઓમાં કેવી કેલવણી આપવામાં આવેછે, તથા તેવણે તેમાં શું સુધારો કરયોછે, તેનો વારસીક રીપોરટ પરજાની જાણ માટે જાહેર પાડવો. દેશાવરો ખાતે જુદે જુદે ઠેકાણે એવી ૧૦ નીશાલો છે, જે પાછલ રૂ૧૫૪૫ નો ખરચ થયો હતો. કુલે જરતોસતી રવાંનોને અવલમંજલ પોંહોંચાડવાનુ ફંડઅગતનુંછે. તેની બાકી વરસની સરૂઆતમાં રૂ૩૧૮૭૯૭ની હતી અને એ વરસમાં ખરચ રૂ૨૧૭૬૨ થયાથી તથા આવક રૂ૨૭૨૬૭ થયાથી વરસની આખેરીએ પુંજી રૂ૩૨૩૮૦૨ ની હતી. ખાંધયા નસેસાલારોને પગાર આપવાનો ખરચ રૂ૧૭૮૯૮ નો હતો. ૧૮ નસેસાલારોને રૂ૩૮ થી તે રૂ૩૦વેરના દરમાયા મલેછે, જયારે ૨૦ ખાંધયાઓને રૂ૨૮ાા થી તે રૂ૨૦ વેરના દરમાયા મલેછે. ગુજરી ગયલા નસેસાલારો તથા ખાંધયાઓની વીધવાને લવાજમ તરીકે રૂ૯૧૦ની વારસીક રકમ આપવામાં આવી હતી. એ વરસમાં ૧૧૯૬ રવાંનોનાં બેશીઓ પાશેથી જે રાબેતા મુજબનો લવાજમ લેવામાં આવેછે તેથી રૂ૩૪૫૪ ઉપજયા હતા. નવસારીના જરતોસતી રવાનોને અવલમંજલ પોંહોંચાડવાનાં ફંડની બાકી રૂ૫૦૦૦ની હતી અને આવક રૂ૨૦૩૦ની થઇ, ખરચ રૂ૨૨૫૮ નો થયો હતો, જેથી રૂ૨૨૭ ની ઘટ મુંબઇનાં જરતોશતી રવાનોને અવલમંજલ પોંહોંચાડવાનાં ફંડમાંથી લીધા હતા, અને તે બાબત પર નવસારીના જરતોસતી સાહેબોનુ ધયાંન અકસર કરી ખેચાવું જોઇએ. તેઓએ જાણવું જોઇએ કે શુમારી, મોશ તથા દમન વગેરે ગામોનાં એવાજ ફંડની પુંજી રૂપયા ૧૪૨૧૩ની હતી અને આવક રૂ૬૨૧ની થઇ ખરચ રૂ૫૭૫ નો થયો હતો, જેથી એક નાની રકમ ઉલતી ફાજલ પડી હતી. ગોદાવરાના કસબે રાંદેલને લગતાં ૭ ગામોનાં એવા ફંડની પુંજી રૂ૧૩૨૬૬ ની હતી, અને આવક રૂ૬૧૧ ની થઇ, ખરચ રૂ૪૩૪ નો

થવાથી તેમાંથી નાની રકમનો વધારો થયો હતો. વલસાડને લગતાં એ ફંડની પુંજી રૂપયા ૧૩૮૦૦ ની હતી. આવક રૂ૫૫૨ ની થઈ હતી. અને ખરચ રૂ૨૮૭નો થયાથી તે પુંજી પણ વધી હતી. અમદનગરનાં એવાં ફંડની પુંજી રૂ૧૧૬૨૨ ની હતી. આવક રૂ૬૦૦ ની થઇ હતી તથા ખરચ રૂ૨૪૧ નો થયો હતો, જેથી તે ફંડમાથી વધારો થયો હતો. મુકતાદને ટાંકને દેસાવરો ખાતે આંધલાં પાંગલાં તથા ગરીબ લાચાર જરતોસતીઓને વેહેંચી આપવાનું ફંદ અગતનું પુનયવાન ફંડછે. એ ફંડની બાકી વરસની શરૂઆતમાં રૂ૫૦૨૧૯ ની હતી, આવક રૂ૮૭૭૯ની થઇ હતી અને ખરચ રૂ૭૮૯૫ નો થયાથી એ ફંડમાંથી થોડોક વધારો થયો હતો. એ આવકમાંથી રૂ૩૪૪૯ સુરત ખાતે રૂ૧૮૮૦ ઉડવાડા ખાતે, રૂ૧૬૦૪ નવસારી ખાતે તથા રૂ૧૦૦૦ ભરૂચ ખાતે વાલયા હતા, જ્યાથી આસપાસના ગાંમડાંઓમાં પણ વેંહેંચણી થઇ હતી. સુરતમાં રૂ૧૦૦૫ની રકમ ૧૬૬ જણાંને વેંહેંચી આપી હતી જયારે આસપાસનાં પરાંઓમાં રૂપયા ૮૩૬ ની રકમ ૧૭૪ જણાને વેંહેચી આપી હતી. સુરતની આસપાસનાં ગામડાંઓમાં ૨૪૬, જણાને રૂ૧૧૦૭ ની રકમ વેંહેંચી આપવામાં આવી હતી, ઊડવડા ખાતે રૂ૧૮૮૦ ની જે રકમ મોકલવામાં આવી હતી તેમાંથી ઉડવાડા, દમણ, વલસાડ, ગણદેવી, બીલીમોરા, તારાપોર, દેહેણું, દવયર, નારગોર, સરોદા વતરેગે ગાંમોનાં ૨૩૦ જરતોસતીઓમાં વેંહેંચણી કરવામાં આવી હતી, નવસારી ખાતે જે રૂ૧૬૦૪ મોકલયા હતા તેમાંથી રૂ. ૧૩૬૫ ની વેંહેંચણી ૧૫૮ જરતોસતીઓમાં કરવામાં આવી હતી. નવસારીની આસપાસનાં ગાંમડાંઓમાં ૨૧ જણાને રૂ૧૬૫ વેંહેંચી આપવામાં આવયા હતા. ભરૂચ તથા તેની આસપાસનાં ગાંમડાંઓમાં ૭૫ જરતોસતીઓને રૂ૯૯૦ વેંહેંચી આપયા હતા. આ ફંડને લગતી જે તુલોતવીલ વીગત અમોએ હયાં રજુ કરીછે તે એટલા માટે કે તે ઉપરથી એ ફંડની ટીપમાં નાણું ભરનારાઓને જણાઇ આવે કે તેઓએ ભરેલાં નાણાંમાંથી ગુજરાતનાબી કેટલા બધા ગરીબ જરતોસતીઓને મદદ કરવામાં આવેછે" ઈતીઆદી ઈતીઆદી.

---

ઉપલી બાબત સર મી૦ મનચેરજી મનસુખે પોતાનું ભાશણ આગલ ચલાવતાં પંચાતના ફંડેના હાલના તરસટીઓ અશાતકની પુંજી

ની ઉપજ કેમ થાએછે તથા કેમ વપરાએછે તેનો સાર મીજલસીઓને કહી સંભસાવયો હતો, અને ફરી-ફરીને ભાર મુંકીને સમજાવીઉ હતું. કે, પંચાયત મંડલીની સતા કેવી હોએછે તે સરવેને જાણીતી વાતછે. કોઈ કદાચ એવો સવાલ કરશે કે અવી મંડલી ઊભી કરવા માટે સરકારનો પરવાનો મેલવવો જોઇશે. પણ તેમ નથી. જો કોઇ પંચાયત ઊભી કરાવવા માગે તો તેમાં સરકાર હરકત લે નહી, પણ સામી મદદ કરે. પંચાયત ઊભી કરવાના સંબંધમાં ઘણા જરતોસતીઓ તરફથી મને કાગજો મલયાંછે, જેઓ એક અવાજે એ ખુંટ કબુલેછે. જો મુંબઇમાં પંચાયત થાય તો, બીજા ગામના જરતોસતીઓ પણ તેમ કરવાને રાજી થાય. આજના શુધરેલા દેશમાં પણ પંચાયત છે. પારલામેંટ અને હાઉસ ઓવ કોમનસ પણ પંચાયતછે. એ પંચાયત આગલ રાણી વીકટોરીયાનું બોલવું રદ જાયછે. ટુંકમાં દુનીયામાં પંચાયત મંડલીછે. અને દરેક મંડલીનાં ચોકસ કાયદા અને મતલબછે. તે કાયદા કાનુન પરમાણે નહી ચાલે તો કોઇબી મેમબરને કાહાડી મુકી શકાય. તેજ પરમાંણે જે શખશોએ પારસીઓ તરીકે રેહેવું હોય તેઓને પંચાયતના કાયદા પરમાણે ચાલવાની ફરજ પડે. થોડુક ઉપર એક પારસીને તયાં રવાન થયું હતું વયારે તેણે રવાનને નીરંગ ચોપડવાને બદલે કોલનવાટર ચોપડવા માગયું હતું. સચકનારાઓએ તેમ કરવાની હઠ લીધી અને ચાલતા આવેલા રેવાજ પરમાણે કરવા માગયું હતુ. અને તેમાં તેઓ ફાવયા હતા. એમતો એક ધુલ ચોપડે, બીજો કોલનવાટર ચોપડે તરીજો તેને ગમે તે ચોપડે તેને માટે શું આંકોશ રહે? આપણી હાલત ધણી ધોરી વગરનીછે અને ધણી વગરના જેવાં ઢોર હોય તેવી આપણી હાલત છે. એથી પારસી કોમની નાબુદી સીવાય બીજુ કાંઇ હોય નહી. મેટરીમોયલ કોરટમાં હજારો રૂપયા બારીસટરો અને વકીલો ખાઇ જાયછે. આગલ પારસી પંચાયત પોતાનો ગાંઠનો પઇસો આપી સંસારી મુકદમાની માંડવાલ કરતી હતી, અને આજના સાહેબો વધારે ભણેલા હોવા છતાં તેઓ એ કામ માથે લેતા નથી. પણ વલી જયારે આપણે તેઓની મોટાઇ કબુલ નહી કરેયે તયારે તેઓ તે કેમ કબુલ કરે? ટોલાંપર આગેવાની કરવી તે કાંઇ મેહેનત વગરનું કામ નથી. પારસી પંચાયતની

અમલ પુરી પડવાથી ગુમરાહીના ઉડતા રોગોનો અટકાવ થઈ પડશે. એ મુજબ મેં તમોને દાખલા દલીલો સાથ સમજાવયું છે અને તે પરમાણે અમલ કરવા ખંતી રેહેવું જોઇએછે, કેટલીએક રીતની અડચણો સરૂઆતમાં નડશે ખરી, પણ જો અકાબરો મનપર લેશે તો અને તમો તમારા દીલના એખલાશ અને સારી સમજથી મદદ કરશો તો પંચાયત જરૂર ઊભી થઇ શકશે. તમો વીચાર કરો કે હાલની હાલતથી આપરાં જન ફરજંદોનું શું થશે? જે ધરમખાતાંઓ તેઓના કેટલાક વડવાઓ સોંપી ગયાછે તેનું શું થાય? હવે પછી તમારાં ફરજંદો તમારૂ નામ કેવી રીતે કાયમ રાખે? બીજા ધરમવાલાઓ અને બીજી કોમવાલાઓ ધરમખાતાંઓનો અખતીયાર પંચાયતને આપી જાયછે, પણ પારસીઓ પોતાનાં ધરમખાતાંઓ પોતાનાં ફરજંદો અને વારેસ વકીલો ને સોંપી ગયાછે, અને તેમની હાલની હાલતથી એ ધરમખાતાંઓ ગુચવાડામાં પડયાં જાએછે. પંચાયત મંડલીના જે પારસી અકાબરોછે તેજ મંડલીમાં તમો પણ હક ધરાવનાર થશો, યાને તમે અગતની બાબદમાં તમારૂં મત આપી શકશો. ખોદા ન કરે ને કાંઇ માઠો બનાવ બને અને કોઇ મરણ પામે તો તમાંરી રાજીખુશીથી તમારૂં મત લઇ બીજો મેમબર નેમવામાં આવશે. જો તમો એમ નહી કરો તો ભલતાઓ ઘુસી જશે અને આપણું ૨૭ લાખનું ફંડછે તે ૨૭ મહીના પણ ચાલવાનું નથી. અને એક વખતે એવા ભલતા મેમબરો ઘુસીયા કે જનમ સુધી તેઓ નીકલનાર નથી, કારણકે દરએક તરશટી પોતાની જીંદગી તલક તરશટીપણું ચલાવાનો હક ધરાવી શકેછે. ઘણાં ઘણાં તરસટ ડીડો કેવી રીત ફરી જાયછે તેના દાખલા હાઇ કોરટની દરબારમાં મોજુદ પડેલાછે. જે તરસટડીડના લેખો ફરે નાહી તે તરસટ ડીડમાં "તેરા કુતા મેરી કોહાડી" જેવું કાંઇ બાહાનું લાવવામાં આવેછે. તમારા બાપદાદાની પુંજી યાને અનજુમનનો પઇસો નધણીયાતી હાલતમાં છે તેને મુરબ્બી ભોગવનારો કરવો જોઇયેછે. એ સઘલા માટે પંચાયતને એક અરજી દાદખાહીથી કરવી જોઇએ છે. આપણા ફંડના નાણાં સઘલાં ૪ ટકાની લોનમાંછે. વાડી વજીફાબી નથી કે તે વેચતાંબી વાર લાગે, પારસી પંચાયત ઊભી થવાથી આપણે માન ઇજતમાં આવીશું અને ખદ્દોઇ અને વાનાજાનીમાંથી દુર થઇશું

પેહેલી વેલાની સભાને વખતે જેમ તમોએ આ કામ માટે મંજુરીયાત આપી તેમ આજેબી એકમતથી ઠરાવ કરો અને તમારી સારી સમજનો રૂડો દાખલો બીજાઓને આપજો. એટલું બોલી મી૦ મનસુખ પોતાની જગા ઉપર બેઠા હતા. તે વખતે મીજલસીઓએ ભારી ઉલટ અને હરખ ભરેલી લાગણી બતાવીને મી૦ મનસુખને માન આપીઉં હતું.

એ પછે એ સભાનાં પરમુખે મી૦ ધનજીભાઇ પટેલે જણાવયું કે દશતુરજી સાહેબ જામાશપજી અતરે આજે હાજર થઇ શકેઆ નથી, માટે દલગીર છું. તેવણ સાહેબે જે આ પતર મોકલયો છે તે હું મી૦ શાપુરજી કાતરકને વાંચવાની અરજ કરૂં છું. એ મુજબ મી૦ શાપુરજીએ આ કાગલ વાંચી બતાવીઓ હતો, જેમાં જણાંવયું હતું કે.

"જરથોશતી ધરમ અને કીરયા ઉપર એતેકાદ વધરાવનારી મંડલીની ફરમાશથી મી૦ મનસુખે કીમતી ભાશાંણો કીધાંછે, તે તમે સાંભલયાંછે. તમે જે મંડલી સથાપવા માંગોછો તે ભણેલા અને અજમાએસી ગરહશંથોની સથાપવામાં આવશે તે માટે તમોને કશું બીવાનું નથી. પારસી લોકનાં શું મરદો કે ઓરતો ધણી વગરનાં ઢોરોની માફક વીખરાઈ ગયા છે, તેમને આ મંડલીથી મોટો ફાએદો થશે. દરેક કોમમાં મંડલીનાં બંધણ અને કાયદા હોએછે. દેશાવરોમાં સુરત, ભરૂચ, નવસારી, ઊડવાદ વીગેરેમાં પંચાયતો છે, તેથી તયાં થોડો ઘણોબી આંકોશ છે. મુંબઇમાં એવી મંડલી નથી તેથી કેવું ખરાબ પરીણામ આવયું છે તેનો વીચાર એ શાહસીક અને માનવંત ટોલાએ કરવો જોઇએ છે. ખોદાની બખશેશથી આપણામાં કાયદા જાણનારાઓની કાંઇ ખુંટ નથી અને જેઓ આ વખતે ઉમંગ કરશે તેઓ અમર નાંમ મુકી જશે. નહી તો એક અથવા બે દાહેકામાં બરબાદી થશે. હવે તો છેક અતેરૂં થયું છે, તે માટે હજુરબી ચેતી જઇને એક ઘટતી અરજી અકાબરોને કરવાને ચુકવું નહી, સેવટે મી૦ મનસુખનાં ભાશાણો માટે અમો (દસતુર જામાશપજી) એવણનો માનસહીત મોહટો ઉપકાર માંનયે છીએ.

એ બાદ પરમુખે જણાવયું કે, આજે અને ગઇ વેલાએ જે ભાશાંણો મી૦ મનસુખે પારસીઓમાં પંચાયત ઉભી કરવા માટે કીધાંછે તેથી તમારી ખાતરી થઇ હશે. પારસી ટોલાની બુઝરગી અને જાહોજલાલી જેવી ૨૦૦ વરશ ઊપર હતી તેવી પાછી થશે. પારસીઓની કેવી

કીરતી હતી તેનો એક દાખલો હું તમોને આપુંછું. આંમની સભાના એક મેમબરે એવું જણાવયું હતું કે "હીંદુશતાંનનાં લોકો જેમ બાહેરથી કાલા છે તેમ અંદરથી પણ કાલા છે." સર ચારલશ ફારબસે એ વેલાએ ઉભા થઇ પાછો સવાલ કીધો કે શું હીંદુસતાંનનાં પારસીઓનેબી આ ટીકા લાગુ પાડવામાં આવેછે? પેલા બોલનારે જણાવયું કે "હા". આ ઉપરથી સર ચારલસે હીમતથી જવાબ આપયો કે, બીજા દેશીઓ માટે હું જવાબ આપવાનું માથે લઇ હકતો નથી, પણ પારસીઓ માટે કહુંછું કે "તેઓ હંમેસ સારી નીતીનો અને સચાઇનો લેબાસ પેહેરેછે. સાચું બોલવું, સાચું વમાસવું અને નીતીમાંન રેહવું એ તમનાં ધરમની ઉતમ ખુબીઓ છે. આપણામાં લોહાર, ઢેડ, વેશીઆ, ભીખારી વગેરે છે. પણ પારસીઓનાં પવીતર ધરમની કેલવણીને લીધે તઓમાં તેવું કાંઇ નથી. પારસીઓ કેવા છે તે વીશે હીંદુશતાંનમાં જઇ આવેલા લશકરી અને સનંદી અમલદારોનાં હું મત લઇશ. અને તે હું આવતી સભામાં જાહેર કરીશ." એ મુજબ તેણે હીંદુશતાંન જઇ આવેલા સઘલા અમલદારોમાં એક સરકયુલર ફેરવયું હતું અને આમની સભાની ખાતરી કરી હતી કે પારસીઓ જેવા નીતીવાન પરમાંણીક બીજું કોઇ નથી. આવી કીરતી અને જાહોજલાલી અફસોસ હાલમાં કેવી હાલતે પુગી છે! એ જાહોજલાલી પાછી મેલવવાનુ હજીબી તમારા હાથમાં છે. નીચ લોકોમાં પણ પંચાએત હોય છે, અને કાંઇબી વરવાંધો ઉઠેછે તો તઓ પંચાયત આગલ જવા તઇઆર થાએ છે, અને પંચાતનાં ચુકાદા ઊપર સંતોશ પકડેછે. એટલા માટે તમો એ કાંમ ઉપર બારીકીથી ધયાંન પોંહોચાડશો તો જરૂર પાર પડશે.

મી૦ પેસતનજી જમશેદજી માશતરે જણાવયું કે પંચાત ઉભી કરવાનાં સંબંધમાં **આપણા ચંચલ અને આપખતીઆર મી૦ મનસુખે** જે કાંઇ કહયું છે તે પછી મારી તરફથી કાંઇ બોલવું તે સોનાપર ઘોર ચહડાવયાની કોશેશ કરેઆ બરાબર છે. જેમ એક વાહાંણનો કપટાંન જતો રહે અને તે આમથીતેમ ડોલાં ખાએ, અથવા એક લશકરનો સરદાર મરણ પાંમે અને લશકર પરાગંદે થઇ જાય તેવી હાલની હાલત પારસીઓની છે. મી૦ મનસુખે, તથા દશતુર જામારાપજી તથા

મી૦ ધનજીભાઈએ જે એલતેમાશ કરી છે તેને ઊતેજન આપવું જોઇએ છે. આગલ પંચાએતનાં લોકો મોહડાં જોઇ ચાંલલા કરતા હતા. એ વાત ખરી છે. પણ તેથી સુધારાવાલાઓએ તે ભાંગી નાંખવી ન હતી. જેમ એક મેહેલ અથવા આગબોટમાં પાંણી ગલે તો તે આખો મેહેલ ઉખેડી નાંખવા અથવા આગબોટને ભાંજી નાંખવામાં આવતી નથી. તેમજ આ પંચાએત ભાગી નાંખવાને બદલે નવું લોહી ઉમેરી તેને જાગરૂત રાખવી જોઇતી હતી. એટલા માટે પંચાએત ઉભી કરવાની બાબદ ઉપર સઘલાઓએ ધયાંન આપવું જોઈએ છે.

એ પછે એ મીજલશમાં પંચાત ઉભી કરવા બાબે તથા હાલનાં અકાબર શાહેબો ઉપર અરજી મોકલવા બાબે નીચે મુજબનાં ઠેરાવો એક મતેથી અને પુરતી ઉલટ અને ખુશાલીનાં અવાજોથી પસાર થયા હતા.

(ઠેરાવ પેહેલો.)

મી૦ ખરશેદજી દાદાભાઇ ખાનસાહેબે દરખાસત કીધી કે "આ સભાનું એવું મત છે કે પારસી પંચાત મંડલી ઘટતા અને મોહટા પાઓ ઊપર ઉભી કરવાની અગત છે અને તે ઊભી કરવા માંટે ઘટતા બંદોબશત કરવા કરાવવા.

આ દરખાશતને મી૦ નશરવાંનજી અરદેશર સંતોકે ટેકો આપયો હતો, અને તે એક મતે પસાર થઇ હતી.

(ઠેરાવ બીજો.)

મા૦ રૂસતમજી અરદેસર માસતરે જણાવીયું કે મારૂં દીલ એટલાતો જુસસાથી ભરાઈ આવયુંછે કે તે જુસસો કેવી રીતે દરશાવવો તે સુજ પડતું નથી. મારા હાથમાં બીજો ઠરાવ મુકવામાં આવયોછે અને તે ઉપર મારા વીચાર જણાવયા આગમજ તે ઠરાવ વાંચી સંભલાવુંછું. "પેહેલા ઠેડાવમાં કહયા પરમાણેની અગત પુરી પાડવા માટે આનરેબલ સર જમશેદજી જીજીભાઈ, સેઠ દીનશા માંણેકજી પીટીટ, શેઠ ફરાંમજી નસરવાનજી પટેલ, શેઠ ખરશેદજી ફરદુનજી, શેઠ હીરજીભાઇ હોરમજી શેઠના અને બીજા મેનેજીંગ કમીટીના સાહેબો આગલ આય બાબદ અને એને લગતા ઠરાવો રજુ કરવાની તક લેવી." જે ઉમંગ અને ધયાનથી તમોએ મી૦ મનશુખનાં ભાશાણોમાં શાભલીઊછે તે પછી દરેકના દીલમાં એવી ઉમેદ પેદા થઇછે કે એ કામ પાર પડતું જોઇએછે.

દરેક કોમ પોતાની એકસંપીથી આગલ વધેછે, માટે એકસંપીની મોટી જરૂરછે. આગલ જે આપણી કોમનો ચલકાટ હતો તેને બદલે હાલ અંધકાર માલમ પડેછે. પણ તેનો ઉપાય કરવો જોઈયેછે. જેમ પેલા ગાડાંવાલાનું કાદવમાં પઇડું વલગી બેઠા પછે પોતે મેહેનત કરવાને બદલે ઇશવરની મદદ માગી હતી તેમ કરવું જોઇતું નથી. પણ આપણે ઊમંગથી કામ કરવાની આપણી પોતાની મરજી બતાવવી જોઇયેછે, જે પુશકલ મીજલશીઓ અતરે હાજર છે તેઓએ એક અવાજે સામેલ થવું જોઇયેછે. એ કામ માટે એક કમીટી નેમાવી જોઇયેછે અને એ બાબદ ઊપરની હીલચાલ જોસબંધ ચાલુ રાખવી જોઇયેછે. અને દર અઠવાડયે સભા ભરવી જોઇયે છે. અને સેવટે હજારોએ જઇ પંચાયતની માગણી કરવી જોઇયે છે. ખોદા ન કરે ને આપણી ઉપર કાંઇ આફત આવી પડે તો આપણી કેવી હાલત થાય? જો પંચાતો આપણામાં હોય તો એવી આફત દુર કરવા માટે આપણે કાંઈબી ઉપાય લઇ સકયે. પોલીસમાં તથા મોટી દરબારમાં નામોસી ભરેલા અને ખેજાલત લગાડનારા મુકદમાઓ આપણે સાંભલીયે છીયે. આયજ એક મહીનામાં ચેઆર દાખલા બનયા છે અને એ સઘલાનો અંત કયારે આવશે? રાહાનુમાય સભાએ થોડુંક ઉપર નીંદરામાંથી ઉઠી બાલકોને શકુલોમાં ધરમની કેલવણી આપવાનું કામ માથે લીધું હતું. પણ તે કામ અમલમાં આવી શકયુ ન હતું. હવે જો પારસી પંચાયત હોય તો પારસી છોકરાંઓની નીશાલવાલાઓને એ ધરમની કેલવણી આપવાની ફરજ પાડી શકાય, અને તે કામ માથે લેવાની ફરજ પડે. સેવટે જો આવતા જમાનાની હસતી માટે પુરતો ઇલાજ કરવો હોય તો સઘલવોએ એકદીલીથી પંચાત મંડલી ઉભી કરવાનું કામ કરવું એવું હું તમોને જણાઊ છું.

મી૦ રૂસતમજી ફરાંમજી વાહડયાએ આ દરખાસતને ટેકો આપયો હતો જે એકમતે પસાર થઇ હતી.

(ઠરાવ તરીજો)

મી૦ પેસતનજી જમશેદજી માસટરે દરખાસત કીધી કે "પારસી પંચાયત મંડલી ઉભી કરવા સારૂ ઠરાવ બીજામાં કહેલા અકાબર સાહેબોને ઘટતી રીતે એવી અરજ કરવી કે **પારસી કોમની સમસત** અનજુમન ધારામુજબ જાહેર રીતે બોલાવીને, એ બાબેના જે ઘટતા

બંદોબસત કરવા હોય તે વીશેની સઘલી સતા તે સાહેબોને થાને હાલના પારસી પંચાતના ધરમખાંતાંનાં ટરસટી સાહેબોને આપવી."

આ દરખાસતને મી૦ પેસતનજી નવરોજીએ ટેકો આપયો હતો જે એકમતે પસાર થઈ હતી.

મી૦ રૂસતમજી અરદેશર માસતરે એ પછી સરનશીનનો ઉપકાર માનયો હતો અને આ કામની.ફતેહ માટે ૩ "ચીયરસો" અપાવી હતી.

સેવટે મી૦ મનસુખે આનરરી સેકરેટરીઓ મેસરસ રૂસતમજી ફરાંમજી વાંહાડીયા તથા શાપુરજી બેરાંમજી કાતરકનો આ કામ માટે લીધેલી મેહેનત માટે મોટો ઉપકાર માનયો હતો.

એ બાદ સભા વીસરજન થઇ હતી.

———:O:———

## પારસી પંચાત મંડલી ઘટતા, તથા મોટા, અને મુસતકીમ પાએઆ ઉપર ઉભી કરવાની અગત વીશે મી૦ મનસુખે ચરનીવારી ખાતે ફરામજી કાવશજી હાલમાં કીધેલું ઉપીઓગી ભાશાણ.

A Lecture on the necessity of forming a *Parsi Punchayet* on a grand, good and equitable basis, was delivered by Mr. Muncherjee C. Munsookh in Framjee Cowasjee Hall, on behalf of the "Society formed for promoting faith in the Zoroastrian Religion and Ceremonies &c.

જરથોશતીઓની એક મોટી અને ઉલતમંદ મીજલશ હજુર તા૦ ૧૮ મી ડીસેમબરને દીને સાંજનાં મી૦ મનસુખે એક ઘણુંજ રસીલું તથા મોટી ઉશકેરણી ભરેલું અને સાંભલવા જોગ ભાશાંણ કરયું હતું. એ વખતે સરનશીન તરીકે મી૦ રૂસતમજી અરદેશર માસતરને તેડવયામાં આવયા હતા. શરૂઆતમાંજ મી૦ મનસુખને તમામ મીજલશીઓની તરફથી સારી મોહબત ભરેલો આવકાર દીધામાં આવયો હતો. ભાશાણ કરતાએ મીજલશીઓની તરફની ખુશાલી ભરેલી તાલીઓનાં આવાજ વચે શરૂઆતમાં એમ કહી સંભલાવયું હતું કેઃ—

સરનશીન સાહેબ, તથા બીજલશનાં સાહેબો—આએ મકાંનમાં એકથી વધુ વેલા આપણ વચ્ચે મોલાકાત થઇ ચુકેલી તમો શાહેબોને ઇઆદ હશે. તે મેલાવડા કંઈ જુદીજ બાબતો અને જુદીજ મતલબો કીજે હતા. પણ આજદીનની બાબદ કંઈ તદનજ જુદી અને તદનજ નવી મતલબસરછે. એ નવી મતલબનો સાર જો પેલા જગતપરસીધ "શાહેર ફીરદોસી"ના સખુનોને એકમલતો આવતો હું કહું તો તે નાંદરૂસત નહી લાગશે એમ હું માનું છેઊં. "ફીરદોશીએ" એક દુખ ભરેલી બાબતનું બેઆંન સમજાવતાં સરૂઆતમાં એમ કહ્યું હતું:—

એ માહરા દેશી ભાઇઓ, એ માહરા હમદીનો,—"તમોએ બીજી વાતો તો સાંભલેલી છે, પણ આજે આ નવી વાત કહુંછું તે ઉપરબી ધેઆંન આપવાની તજદી લેઓ. એ સંતાપ ભરેલાં દાસતાંનથી આપરી આંખો આંશુથી ઉભાઇ જાએ, અને નાજુક તથા વાજબી વીચારવંતાં દીલમાં મોહટો ગુસો અને જુસો ઉતપંત થઇ શકે તેવું છે."

(અસલી બેતો.)

દીગર હા શનીદસતી ઇન હમ શનઓ,
કનુન રંજમે સોહરાબો-રૂસતમ શનઓ.
એકી દાસતાંન અસત પુર આબે ચશમ,
દીલે નાંજુક અજ રૂસતમ આએદ બેખશમ.

ઇઆને એ ભાઇઓ જેમ રૂસતમનાં બેદરકારી ભરેલાં અને ધાટકી કાંમથી તેનાં પેઆરા બેટા સોહરાબની બરબાદી થઈ હતી, અને તે વાતો સાંભલીને આલમનાં લોકનાં હઈડાં ગમથી અને આંખો આંસુથી ભરાઇ જાએછે, અને રૂસતમ તરફ આપણો ગુસો ઉભરી આવેછે, તેજ મીસાલે હાલનાં આપણા હમજાતી ગરીબ પારસી ભાઇઓ ઉપર જે દુખો અને અપકારતીઓ આજનાં પારસી આગેવાંનો અને સુધારાવાલામાં ખપનારાઓની બેદાદીથી અને હુલરાઇથી પડેછે, તે નજરે જોઈને તથા કાંનોથી સાંભલીને, ખરૂં કેઆંની લોહી (Blue Blood) ધરાવનારા જરથોશતીઓનાં દીલમાં ગમનું લોહી ઉકલેછે અને ગુસાનો આતશ પજરતો રેહછે, તેમાં શું કંઇ શક છે? એ ભાઇઓ હવે કાંહાંસુધી તમે એવી બેદાદ હાલતની બરદાશત કરી સકશો? કાંહાં સુધી એવી ફ્જેતી અને પીડાકારી તસે તમો નીભી શકશો? તમો તમારા

અસલી ઇરાંની નેઆંગાંનોની હાલત ઇઆદ કરો. તમો તમારા હીંદુ શતાંની વદવાઓની વડાઇનો ખેઆલ તમારા મનમાં ઉતારો. આગલા વખતમાં આપણ ગરીબોને માંથેવાંશે રેહમદીલ શેઠીઆઓ હતા. હઘડી સઘડીએ આપણું બોલેલું સાંભલતા હતા. આપણાં બાલગોપાલોનાં હકમાં ફાએદા થાએ અને આપણો મહજબ સચવાએ તેવા બંદોબસતો રાખતા હતા. આપણી કોમની હોરમત અને દોલત સાચવા પાછલ જર ખરચતા હતા અને જેહમત ખેંચતા હતા. આપણ તેઓને ચાહીને માંન આપતા હતા, અને તેઓ આપણ કીજે ભલાઈનાં અને ખેરખાહીનાંજ કાંમો કરી આપણ પારશી ટોલાની મોહટાઇ અને માંન મહબાજે સાચવી રાખવાની કોશેશ કરતા અને કાલજી બતાવતા હતા. એવી અરશાપરશની ભલી લાગણીથી આપણા ટોલા વચે એકસંપી ટકી રહી હતી અને તેવી એકસંપીથી આપણું જોર અને આપણી જાહોજલાલી માતર આએજ શેહરમાં નહી પણ બીજા મુલકોનાં લોકોમાંબી ચાલુ રહેલી હતી. પણ જયારથી પંચનાં શેઠીઆઓની સતાનો ઇનકાર કીધો. અને અસલી પચાત મંડલીનું ખાતું સદંતર નાબુદ કીધું. તેઆરથી હરેકપાંતીની જુદાઇ, તથા જઘડો અને જંજાલીનાં દેવે આપરા કોમનાં સુખ સંપજમાં પગપેસારો કરેઓછે, અને આજે આપણ તદનજ નીરઆધાર તથા નુકસાંની અને નાંમોસી ભરેલી હાલતમાં આવી પડેઆ છે, તે બાએ ખોલાશાદાર બેઆંન અતરે ફરીને તમો જેવા ચંચલ અને કદરદાંન ગરહશથો આગલ કરી બતાવાની અગત જોતો નથી. પણ એજ હાલતનાં બેઆંનને મલતા અસલી રોમન લોકોની થાએલી ખરાબી વીશે પેલા "લારડ મકાલે" જેવા નાંમીચા ગરંથકરતાના સખુનો જો હું કહી જણાવશ તો, તે તમોને તદનજ બંધ બેસતા લાગી શકશે એવી ઉમેદ છે.

Then none were for the party
But all were for the state,
Then the great men helped the poor,
And the poor men loved the great.
Now Roman is to Roman—
More hateful than a foe,
And the Tribunes beared the high
And the Fathers grind the low.

હવે એવી જાસતી તથા જંજાલી ભરેલી અને હીણી હાલતમાંથી આજનાં ગરીબ પારસી ટોલાને બંચાવી લેવા કીજે જો કોઈબી એ-લાજ શુતરે અને સોભાવંતો દીસતો હોએ તો ત એલાજ એજછે કે આપણુ વચે ખરા આબરૂવાલા તથા ઇમાનદાર અને ભરોસાદાર ચંચલ આશામાઓની પંચ મંડલી પાછી ઉભી કરવી જોઇયે છે. એવી મંડલી ઉભી થવાથી કેટલું માન અને કેવા ગુણો હાંસલ થઈ શકશે, તેનુ વરણુન હમો શમજાવી ચુકા છઇએ. અને તમો જેવારીખેલા તથા આગલી–પાછલી તવારીખોથી, તેમજ બીજા દેશોનાં અને બીજી કોમોનાં લોકોની હાલત-થી વાકેફગારી મેલવી ચુકેલા ગરહસથોને આએ જોગવાઇએ ખોલલી રીતની શુચનાં કરીએ છઇએ કે એવું કાંમ ઉઠાવામાં કંઇબી રીતની આપસવારથ નથી, કે કંઇબી રીતની અનઘટતી કોશેશ નથી. આપણુ આપણી કોમનાં ભલાં કીજે અને આપણા પવીતર અસલી મહજબનાં નીભાવ કીજે મેહનત કરવાને ચાહીએ છઇએ, અને તેમાં નામદાર સર-કારનાં અમલદારો, તથા સખી અને સવતંતર દીલના ગરહસથો, અને શુધાં તથા સવાબવંતાં કામને ચાહનારો અને ફેલાવનારો તે પાક દાદાર અહુરમજદ વટીક આમણુને જોઇતી અને પુરતી મદત આપેઆ વગર રેહશે નહી તે ખુબ ઇઆદ રાખજો.

(સેવટનો સાર.)

૧. તમારાં ફરજંદાં ફરજંદોનાં હકનાં સંભાલ વીશે, તમારાં નેક નેઆંગાંનોનાં નાંમ નીશાંનની સલાંમતી વીશે, અને તમારાં ધરમ-ખાતાંઓનાં ખજાંનાં અને માલ–મીલકતનાં નીભાવ વીસે જો તમો ધીરજથી દુરઅંદેસો કરશો તો જે મંડલી ઉભી કરવાની સુચનાં તમોને કરેઆમાં આવે છે ત ઘણીજ વાજબી અને અગતની લાગેઆ વગર રેહશે નહી.

૨. તમારા હઇઆત બાપદાદાઓએ, અથવા તમારા ગુજરી ગએલા નેઆંગાંનોએ તમારે માંથે મુકેલી ફરજો ઇઆદ કરો, તથા તમારીથી રાખેલી ઉમેદ વીશે દુર દરીઆફત કરો તો, તમો આએ સુતરા પણ સફાઇદાર ઠરાવ ઉપર એક મતેથી આવેઆ વગર રેહશો નહી કે જેથી તેઓનાં રૂહુ ખુશી થાએ અને તેઓનાં નાંમ–ઠાંમ બરકરાર રહે.

૩. તમારી અસલી પંચાત મંડલીના ધરમખાતાંનું ફંડ જે ૨૭ લાખ રોકડ રૂપીયાનું છે,—જેમાં તમો અથવા તમારા વડવાઓએ, પચીસ, પચાસ, સો, પાંનસો, કે હજાર-દસ હજાર રૂપીયા આપીને ધરમનાં અથવા સખાવતનાં કામો અથવા ધરમને લગતી કીરીયા કામો બજાવવાનું મુકરર કરી ગીઆ છે,—અને તે મસે પોતાનાં ખેશીઓમાં અથવા દેશીઓમાં પોતાના નામ નીશાનની યાદગારી ચાલુ રાખવાની ઇછા બતાવી ગીયાછે, તે કાંમો અને તેવી ઇછાઓ પંચાત મંડલી વગર કીયે કેજે પોંહોચશે તે વીશે આખેરનો અંદેશો કરવો ઘટારટ છે.

૪. જરતોસતી અંજુમનની તરફની એક જાહેર પંચાતમંડલી પકા અને ભરોશા ભરેલા આધાર ઉપર ઉભી કરેઆ વગર, હવે પછે એ પુંજી શું સલાંમત રહી શકશે? અને તેનાં અસતકથી જે ધરમને લગતાં તથા ગુજરેલાંઓને લગતાં કામ કાજે આજ તલક થાયછે, તે શું હવે પછેબી થતાં રેહવાની આશા રાખી શકો છેઓ? નાં, નંહી, દીનદાર અને સતદાર ગરહસથોની મોટી પંચમંડલી સથાપેયા વગર, એ કામો હવે પછે થઇ શકશે નહી, અથવા કરેઆમાં આવશે નહી તે ખુબ ઇઆદ રાખજો.

૫. તમે જે પઇસા ખરચી તથા જેહેમત ખેંચી તમારાં બચાંઓને કેલવણી આપીછે, તે શું તમારાં નાંમ થામની અને ધરમ તથા કોમની બરબાદી કરવા કાજે આપીછે, કે સંભાલ રાખવા—રખાવવા કીજે આપી છે? જો તમોએ તેઓને કેલવણીજ આપીછે તો, તઓને તમો એવે રસતે ઉતારો અથવા એવી હાલતમાં મુંકો કે તેઓ અંજુમન સાથે મલીને તમારી ખાહેશ મુજબનાં કામ કરી શકે અને પોતાનાં જાતભાઇઓનાં ભલા આશીરવાદ પાંમી શકે.

૬. પંચાત મંડલી ઉભી કરો તો પારસી કોમનાં દુ:ખ—સુખમાં, તેમજ ઇજત અને દોલતમાં ખરા ભાગીયા તરીકેની સામેલગીરી તમે રાખી સકશો, અને ગરીબ તેમજ તવંગર પારસીઓના નસીબા સાથે તમો હરીફાઇ અને હમનબરદી ચલાવી સકશો. એમ કરવાનો તમારો પોતાનો ખરો હક છે, એટલુંજ નહી, પણ દીન અને દુનીયાંની રાહે તમારે માથે ફરજ છે. પણ પંચાત મંડલી વગર એ માનવંતો હક તમો કબુલી ભોગવી શકનાર નથી તે યાદ રાખજો.

૭. પંચાત ઉભી કરવી તે ગોઆ તમારાં બચાં છોકરાં કીજે, પારસી કોમની સંસારી અને ધરમ સંબંધી બાબતો ઊપર મત આપવાનો તથા સતા ચલાવાનો વારસો મુંકી જવા બરાબર છે, કે જે વારસાથી તેઓની ઇજત અને દોલત જેટલી નીભી શકસે તેટલી કોઇ બીજી ચીજથી નીભી શકનાર નથી.

૮. હાલમાં તમો વચલે વાંઘેનાં તથા બીજા જરથોશતીઓની હાલત તદનજ વીખરાએલી અને વીસરાઇ ગયલી છે. એ હાલતમાં તમો ખરેખરૂં પણ અનદીઠ રીતેનું અપમાંન ભોગવો છેઓ તે ઘણુંજ અફ્સોસ કારક છે. તમારી કોમનાં આગેવાંનો અને અકાબરો શું-શું સારાં-ઇઆ નરસાં કામો કરેછે, તથા કેવી-કેવી કેલવણી તમારાં બચાંઓને આપે છે,-અને કેવા ઊંધા-અને ઉલટા-સુલટા ખરચો કરે છે, તેની કંઇબી ખબર તમોને મલી શકતી નથી, અને તેમાં બર વખતે કંઇબી રીતનો અવાજ ઉઠાવાને તમારાંમાં કઉવત કે સતા નથી. પણ એક જાહેર પંચાત મંડલી થાએથી એવું ઉપયોગી કઉવત અને એવી વાજબી સતા તમો મેલવી શકસો.

૯. વલી સુકરાંનાં કરો કે હજી તો વખત ઘણો સારો છે કે હાલ તલક ખરા દીનદાર અને માંનવંતા તથા ટોલાનું ભલું ઇછનારા અકાબર શાહેબો તમારે માંથેછે, તેથીજ આંટલીબી કીરતી અને સગવડ તમો ભોગવી શકો છેઓ. પણ મેં તમોને માહરાં પેહલાં તથા બીજાં ભાશાંણોમાં પુછયું હતું તેમ એ અકાબર સાહેબોની જીંદગી બાદ શું થશે? અને તમારાં ધરમ ખાતાંની પુંજી તથા માલ-મીલકતની તેમજ કેલવણી ખાતાંઓની મુખતીઆરી કોણુને હાથ જશે તેનો કંઇ તમોએ વીચાર કીધો? જો આજનાં શીખેલામાં અને સુધારાવાલાઓમાં ખપનારાઓને હાથ એ સઘલું જાયતો તમો શું કરશો? કંઇજ કરી શકસો નહી. અને પેલી કેહવત મુજબ-"મેહનત તથા ખજાનો બરબાદ ને ગોનાહ લાજમ" જેવું સઉ થઈ પડશે. સબબ કે આજનાં શીખેલા અને સુધરેલામાં ખપનારાઓનું (પછી શું મરદો કે ઓરતોનું) એકીન આપણી અસલી દીનઆંઇન ઉપર કેટલું અને કેવું છે, તે વીશે કંઇ ખોલાસાવાર સમજ તમોને આપવાની હાલ હું અગત જોતો નથી. એ વીશે જે બોલવું ઘટતું હતું તે હું બોલી ચુકો છેઊ.

૧૦. જો હાલજ તમો એક જાહેર પંચાત મંડલી નહી ઊભી કરશો તો, હાલનાં અકાબરોની હઇઆતી બાદ, સરવે તમારાં ધરમ-ખાતાંની પુંજીની મુખતયારી અકસર કરીને એ આજનાં સુધારાવાલા-ઓનાં હાથમાં જઇ પડશે તેમાં શક નાં જાણસો. આજે લાગવગ અને ખુશામતથી તથા વધુ મતો અને ચીઠી—પતરીઓની ભરભલાંમણથી કેવાં-કેવાં અચરતી ઉપજાવનારાં બલકે ભય ભરેલાં પરીણાંમો નીપજે છે તેથી તમો કડાચ વાકેફગાર નહી હશો. પણ લાંબા અનુભવથી અને બીજા કેટલાએક પકા આધારો ઉપરથી હું ખાતરીથી તમોને જણા-ઊં છેઊં કે, જો હાલનો હીંગામ તમો હાથથી જવા દેશો તો પાછલથી "પંચાત મંડલી" કોઇબી ઉભી કરી શકનાર નથી—અને તેથી ટોલાની ઇજત અને દોલત તથા ધરમ-ભરમ અને રીત-રસમ બરપા રહી શકનાર નથી.

૧૧. આ સઘલું આપણે આપણાં હક તથા માલ-ખજાનો સાચવવાને વાસતે, તથા આપણાં બાલગોપાલનાં સુખસંપજનો નીભાવ કરવાને વાસતેજ ઇછયે છીયે,-વાસતે ખોદાતાલા પોતાનાં ગેબી બલથી અને તમારા નેઆગાનોનાં અશો રવાંનો પોતાની ભલી દુવાથી તમોને એ નેક કાંમમાં ફતેહ-અને ફીરોજી ભરેઆ કરશે. પણ ઇયાદ રાખજો કે એમાં કોશેશ ખુદ તમારી અને કુમક તે પરવરદેગારનીજ હોવી જોઇયે છે. તમો પોતે હીલો—ચાલો નહી, અને માંગો બોલો નહી તો, કંઇબી થવાનું નથી. ખોદા તમોને હીમત અને કઉવત બખશે. ચંચલ અને દેશહીતકારીક દીલના નરો તમારી બાજુએ રહે, અને ધન—માલ ધરાવનારા સખી નરોના દીલમાં તમારી તરફ મેહેરબાની અને માયાની લાગણી ઉસકેરાય, એવીજ મુજ જેવા કમતરીનની સેવ-ટની દુવા છે. તે તમોને આમીન—આમીન થાય.

૧૨. તમારાં દીલમાં હીમત તથા આંખમાં માન અને મરવત રાખી એક દીલથી કામ કરજો એટલે ફતેહનો જુહુંડો અને ભલી મોરાદની દદી તમારે હાથ આવેઆ વગર રેહેનાર નથી. ઘટતી તદ-બીરોના ફટકા લગાવાની ચોગાંન તમારા હાથમાં અને ફતેહ મેલવવાનું ઈમાંન ખોદાતાલાનાં આસરામાં રાખી તમે મેદાંન પડજો, એટલે તમારી ઊમેદની કીશતી કોઇબી રીતની મુશકેલીનાં તાફાંની દરી આમાંથી

આશાંની અને શલાંમતી શાઠે પાર ઊતરી શકશો. તમારી તરફની હીમતનાં અને આપ અખતીઆરીનાં હલેસાં મારવા કીજે તમારા હાથ પગો પુર જહડપથી ચાલુ રાખજો અને કંઇમી ગફલતી અથવા સુશતી કરશો રખે. પણ જો તમો લાગવગની ફુકનીનાં પવન ઊપર કાંન ધરશો, અથવા સુકાંન મહરો, અને ખુશાંમતનાં હેરીઆં ઉપર હવે પીઠ ફેરવશો તો, ખલકની બદનામીમાં અને ખોદાનાં કેહરમાં તમો આવયા વગર રેહશો નહી તે સત જાંણજો. ખોદા તમારો મદતગાર અને સચાઇ તમોને ફતેહ આપનાર થાય એવીજ મારી દુવા છે.



એટલું બોલી મી૦ મનસુખે આસરે કલાક ભાને અમલે પોતાનું ભાશાણ પુરૂં કીધું હતું અને સભા પાસે પોતાની ખુરશી ઉપર બેસવાની રજા માંગી હતી. તેજ વખતે જોશ ભરેલી તાલીઓ અને ખુશાલીનાં અવાજોથી તમામ મીજલશીઓએ પોતાનાં દીલની લાગણી અને માંન-મોહબત મી૦ મનસુખ તરફ બતાવી હતી. તથા ત્રણ-ત્રણ વખતે હુરરે અથવા "ચીઅરસ"-નાં પોકારોથી આસપાસની હવા ગજાવી હતી.

એ પછી જે ઠેરાવો કોટ મધેની સભાઓ આગલ રજુ કરી પસાર કરાવયા હતા તેજ મતલબનાં ઠરાવો.એ સભા આગલ જુદા જુદા ગરહસથો અસતકથી, કાયદા મુજબ રજુ કરયામાં તથા ઉલટ અને હસી-ખુશી ભરેલી એકદીલીથી પસાર કરયામાં આવયા હતા. તથા જુદા જુદા ગરહસથોએ પોતાની તરફનાં વીચારોબી કહી સંભલાવયા હતા.

સેવટે સરનશીને મી૦ મનસુખનો ઉપકાર તેવણનાં કીમતી ભાશાણ વીશે કહી સંભલાવયો હતો-અને વધુ એમ બોલયા હતા કે-નવી પંચાત મંડલી ઉભી કરવાની ખરેખરીજ અગત છે, અને હાલની પંચાતથી બરોબર કામ નહી થતું તેમાં વાંક આપણોજ છે. આ સભાનાં તથા આગલી સભાઓનાં ઠરાવો નામદાર સર જમશેદજી તથા બીજા માંનવંતા અકાબર શાહેબો આગલ હમો મેલીશું. ખંતપણેથી કામે લાગીશું તો એ કામ ચોકસજ પાર પડી શકશે. અકાબર સાહેબો તરફ તમારી તરફનું માંન-મોહબત બતાવતા રેહો તેમાંજ સઉનું સારૂં

છે. તમારી જુદી જુદી કલબો મધેની મોજ–શોકો પડતી મેલો અને આપણાં ટોલાની ભલાઇ ઇછવાનાં કામ પાછલ મંડો. હાલની આપણાં ટોલાની હાલત જેવી જોઇયે તેવી નથી તેમાં ઘટતા સુધારા કરવા–કરાવવા પાછલ કોશેશ કરવાને તમો મેદાંન પડો, અને આય ગરીબ મંડલીને તેની ભલી નેમનાં કામો બજાવવા કીજે મદદ અને ઉતેજન આપતા રેહો. હવે પછી બીજા નવા ગરહસથોબી બીજી–બીજી બાબદો ઊપર એ સભાની તરફથી ભાશાણો આપનાર છે. ઇતયાદી.

એવા સખુનો સાંભલતાંજ એક બુજરગ મીજલસી મી૰ હોરમજી દોરાબજી ભરૂચાએ સરનશીનને એવી અરજ કીધી કે, પંચાત મંડલી ઉભી કરવાનું કામ ફતેહમંદી ભરેલી રીતે રાહ પડે નહી તયાં તલક એ સભાએ કોઇબી બીજાં કામ પાછલ મેહેનત કરવી નહી જોઇએ, તથા કોઇબી બીજાં ભાશાણો પાછલ ખરચ કરવાને પઇસા ઉડાવવા નહી જોઇએ. પેહેલાં જે શુભ કાંમ હાથ ધરયું છે તે પાર પાડો, પછી બીજાં કામમાં રોકાઓ. મી૰ મનચેરજી મનસુખે શેઠ હોરમજી ભરૂચાનાં એવા વીચારને ટેકો આપયો હતો, અને મંડલીએ પોતાની એક ખાસ મતલબનું કામ પડતું અથવા ધીલમાં મુકીને બીજાં કામ પાછલ ધયાંન રોકવું જોઇએ નહી એમ સમજાવયું હતું.

સેવટે સરનશીનનો ઉપકાર ઉલટ ભરેલી ટાલીઓ વચે માંની સભા આસરે કલાક આઠને અમલે વીસરજન થઈ હતી.






# LECTURES DELIVERED

BY

MR. MUNCHERJEE COWASJEE MUNSOOKH.

**BEFORE THE MEETINGS**

OF THE

PARSEES OF BOMBAY.

ON THE NECESSITY OF FORMING

**A PARSEE PUNCHAYET MUNDLEE**

ON A GRAND, GOOD AND EQUITABLE BASIS.




THE SATYA MITRA'S OFFICE.

Bombay:

THE DUKE OF CONNAUGHT PRINTING PRESS COMPANY, LIMITED.



1ST JANUARY 1887.

*Price Eight Annas.*



